# પ્રૌઢશિક્ષણપોથી

## ભાગ પહેલો



રૂ. ૨ આ. ૬ પા.

હરરાય દેસાઈ

# પ્રૌઢશિક્ષણપોથી

## ભાગ પહેલો

લેખક અને પ્રકાશક

હરરાય અમૂલખરાય દેસાઈ,

બી. એ., એસ. ટી. સી. ડી.

વાનપ્રસ્થ એડમિનિસ્ટ્રેટિવ ઑફિસર–ખેડા.

[ મુંબઈ સરકારનું કેળવણી ખાતું ]



ઇ. સ. ૧૯૪૦

કિંમત: રૂ. ૦–૨–૬

# – અર્પણપત્રિકા –



પ્રૌઢશિક્ષણમાં રસ ધરાવનાર

**શ્રીયુત જુગતરામ દવે**

અને

અન્ય ભાઈઓ તથા બેનોને

**સમર્પણ**



હરરાય દેસાઈ

# શિક્ષકોને સૂચના

મોટી ઉંમરના માણસોને અક્ષરજ્ઞાન આપવાની રીત નાનાં બાળકોને શીખવવાની રીત કરતાં જુદી હોય છે. નાનાં બાળકોને વાર્તાઓ અને રમતોદ્વારા તે જ્ઞાન આપવાનું છે જેમાં વખત ઘણો જાય છે. મોટાં માણસોને એવી વાર્તાઓ અને રમતોમાં રસ નથી પડતો, તેમજ તેમને ઘણા થોડા સમયમાં ઘણું કામ કરવાનું છે, તેથી તેમને માટે કોઈ બીજી યોગ્ય રીત યોજાવી જોઈએ.

જે વર્ગોમાં આવા મોટી ઉંમરના માણસો ભણવા આવે તે વર્ગોમાં ઘણાં સાધનોની જરૂર નથી, પણ **નીચેનાં સાધનો** તો બને ત્યાંસુધી રાખવાં.

પાટિયું, ચાક, લુગડાના કકડા, સ્લેટો, પેનો, પાટીઓ, ધૂળ, કાંકરા ને ચિચૂડા.

આવા વર્ગોમાં ભણવા આવનાર ભાઈઓ તેમજ બેનો પોતાના કામના વખતમાંથી વખત કહાડીને આવે છે, તે વાત ધ્યાનમાં રાખી જો તેમને રોજને રોજ કંઈક નવું શીખવવાની યોજના કરવામાં આવે, તો તેઓ જરૂર નિયમિત હાજરી આપશે.

આ વર્ગોમાં ગુસ્સો થઈ શકેજ નહિ, તેમજ કોઈને કંઈ માઠું લાગે એવું વર્તન થઈ શકે નહિ એ વાત શિક્ષકે યાદ રાખવી. મશ્કરી કે અકળામણને પણ અહીં સ્થાન નથી. અહીં તો ભણવા આવનારાઓને ઉત્તેજન આપવું જોઈએ, કે જેથી તેમનો ઉત્સાહ વધે અને કામ આગળ ચાલે.

આ વર્ગોમાં કામ કરતા શિક્ષકોને પોતાના અનુભવની સારી સારી વાર્તાઓ, કે બીજી રસ પડે એવી વાર્તાઓ કહેતાં, ભજનો અને બીજાં ગીતો ગાતાં આવડવું જોઈએ. શિક્ષક આવાં ભજનો કે ગીતો રોજ ગવડાવે, અને ભજનો થઈ રહ્યા પછી ધૂન સાથે કામ

લે તો ઘણું સારું પરિણામ આવે. આ ઉપરાંત આવા વર્ગમાં કંઈ ને કંઈ છાપાંમાંથી રસ ઉત્પન્ન કરે એવા સમાચારો વગેરે વાંચી જવાથી તેવું પોતાની મેળે વાંચતાં શીખવાની અને ભજનો વાંચીને ગાતાં શીખવાની તીવ્ર ઇચ્છા વર્ગમાં પેદા થશે.

**શીખવવાની રીતો.** અક્ષરજ્ઞાન આપવાની જુદી જુદી રીતો છે, પણ તે જુદી જુદી સ્થિતિનાં બાળકો માટે છે. સરકારી બાળપોથીમાં પ્રથમ જમણી તરફ અંતર્ગોળ આવે તેવા અક્ષરો લીધા છે – દા. ત. **ત – ન – લ** વગેરે. પછીથી ડાબી તરફ અંતર્ગોળ આવે એવા અક્ષરો આવે છે – દા. ત. ગ વગેરે. ત્યારબાદ બેવડા કે મિશ્ર વળાંકવાળા અક્ષરો લીધા છે – દા. ત. ટ – ડ – ક વગેરે. આ અક્ષરો ઉપરથી સાદા શબ્દો, બારાક્ષરી અને તેના શબ્દો અને વાક્યો લીધાં છે. આવી **એકીકરણ પદ્ધતિ** પ્રૌઢશિક્ષણવર્ગોમાં ચાલે નહિ.

બીજી પદ્ધતિમાં પ્રથમ વાર્તા, પછી વાક્યો, પછી શબ્દો ને છેવટે અક્ષરો લેવાય છે. તે પછીથી તે ઉપરથી પાછાં વાક્યો બનાવતાં જઈ વાંચવાનો મહાવરો અપાય છે. આવી શુદ્ધ **પૃથક્કરણ પદ્ધતિને** માટે પણ અહીં સ્થાન નથી.

આ વર્ગોમાં તો પહેલાં અમુક અક્ષરો લઈ તે ઉપરથી સહેલા અને રોજના વપરાતા શબ્દો ને તે શબ્દો ગોઠવી વાક્યો બનાવવાની પદ્ધતિથી કામ લેવું સરળ પડે છે. આ વાક્યો શિક્ષક પોતાની મરજી પ્રમાણે યોજી શકે, પણ તે એવા હોવા જોઈએ કે તેમનો અર્થ સહેલાઈથી સમજી શકાય. વળી તેમાં જે ક્રિયા આવે તે ક્રિયા સામાન્ય ક્રિયા હોવી જોઈએ. દા. ત. પ્રથમ પાઠમાં **મ, ગ, જ** અને **ન** અક્ષરો લઈએ, તો તે ઉપરથી નીચેના શબ્દો યોજાય.

ન, મગ, મન, ગમ, ગજ, જમ, જગ, જન, નમ, મગજ, મગન, ગમન, નમન.

આ શબ્દો પૈકી થોડા શબ્દોની મદદથી નીચેનાં સમજી શકાય એવાં વાક્યો પણ થાય.

| | | |
|---|---|---|
| જમ. | મગન, મગ ન જમ. | નમ. |
| મગ જમ. | મગજ જમ. | મગન, નમ. |
| મગ ન જમ. | મગજ ન જમ. | મગન, ન નમ. |
| મગન, મગ જમ. | મગન, મગજ જમ. | |
| | મગન, મગજ ન જમ. | |

ઉપરના શબ્દો અને વાક્યો સહેલાઇથી સમજી શકાય એવાં છે, તેથી વાંચવાનું શરૂ કરનારાંઓને એમ લાગે છે કે તેઓ થોડું વાંચતાં તો તરત શીખ્યાં છે, અને તેથી વધારે વાંચતાં શીખવાની તેમને ઇચ્છા થાય છે.

પ્રથમ સહેલા વળાંકવાળા અક્ષરો લેવા એ વાત ખરી, તોપણ **અ**, છ અને **ય** જેમ બને તેમ વહેલા લેવાથી ઘણા વધારે શબ્દો અને વાક્યો બને છે. બારાક્ષરી શીખવવાની શરૂઆત થાય તે અરસામાં આ અક્ષરો આવી જાય તો ઠીક પડશે. આ ચોપડીની ગોઠવણમાં **ળ** જેવા અઘરા ઉચ્ચારવાળા અક્ષરો પાછળથી લીધા છે.

એકલા અક્ષરો શીખવામાં શીખનારને મઝા નથી પડતી, પણ જ્યાં તેના ઉપરથી અર્થવાળા શબ્દો અને શબ્દો ઉપરથી વાક્યો તરત બને છે ત્યાં તેમને રસ પડે છે, માટે પહેલે દિવસેથીજ શબ્દો અને વાક્યો શીખવવાં.

**બારાક્ષરી.** જૂની પદ્ધતિમાં પૂરો કક્કો શીખવ્યા પછી બારાક્ષરી લેવાતી. આમાં ઘણો વખત નકામો જાય છે અને શીખનારને કંટાળો આવે છે. થોડાક સાદા અક્ષરો આવડે અને તે ઉપરથી થોડાંક વાક્યો વંચાય કે તરત બારાક્ષરી શરૂ કરવી. પ્રથમ ા, ે, ી, િ લેવા. તેમાં કાનો, માત્રા, વગેરે કહેવાની જરૂર નથી. પાછળથી જ્યારે ો, ુ, ૂ, િ, ી વગેરે લેવાય ત્યારે પણ હ્રસ્વ અને દીર્ઘ કહેવાની

જરૂર નથી. ફક્ત તે ચિહ્ન મુકાય ત્યારે ઉચ્ચાર કેવો થાય છે તે કરી દેખાડી તેવો ઉચ્ચાર વર્ગ પાસે કરાવવો. તેમાં પણ જ્યારે દીર્ઘ આવે ત્યારે તે ખાસ ખૂબ લંબાવીને પણ ઉચ્ચાર ન કરાવવો.

બારાક્ષરીમાં પણ બને ત્યાંસુધી અર્થવાળા એકાક્ષરી શબ્દો શરૂઆતમાં લેવા. બારાક્ષરી શરૂ કરી અને થોડીક થઈ ગઈ કે તરત સાથે સાથે **અનુસ્વાર** લેવાં. અનુસ્વારનો જુદો પાઠ ન થઈ શકે. સ્થળ પ્રમાણે અનુસ્વારનો ઉચ્ચાર જુદો થાય છે તે કરી દેખાડવો અને તેમ બોલતાં શીખવવું. અનુસ્વારવાળા અને અનુસ્વાર વગરના સરખા દેખાતા શબ્દો લઈ તેમના ઉચ્ચારમાં શો ફેર પડે છે તે પર વર્ગનું ધ્યાન દોરવું. દા. ત.

| | | |
|---|---|---|
| રગ — રંગ | હસ — હંસ | બગલા — બંગલા |
| કાતર — કાંતણ | ઉદર — ઉંદર | ચાક — ચાંચ |
| પાપડ — પાંદડાં | ઊડ — ઊંટ | બાજઠ — બાંકડા |

**પાઠો.** કેવા શબ્દ પ્રથમ લેવા અને કેવાં વાકયો લેવાં તે એક સવાલ છે. જો શિક્ષક પોતે કેટલાક શબ્દો તારવી કહાડીને તેની યાદી પોતાના ઉપયોગ માટે તૈયાર કરે, અને જેવી જગાએ તે કામ કરતા હોય તેવી જગાને અનુકૂળ આવે એવા શબ્દો વાપરી વાકયો બનાવી પાટિયા ઉપર લખી તે કામ કરે, તો તેમને ઘણું સારું પડશે. અહીં **જગાની** વાત કરી છે એમાં ચોખવટ કરવાની જરૂર છે. ગામડાંમાં કામ કરનાર શિક્ષક હોય છે, અને શહેરમાં પણ કામ કરનાર શિક્ષક હોય છે. પ્રથમ વર્ગના શિક્ષકો ગામડાંની સૃષ્ટિમાં વપરાતા શબ્દો વાપરે તો ત્યાંનો વર્ગ તે સમજી શકે. દા. ત. **નળ** શબ્દ શહેરમાં વપરાય, પણ **પાથરા, વરત** વગેરે શહેરમાં વપરાય તો વર્ગ સમજે નહિ. શહેરી છોકરાઓને તેમાં ગમ નહિ પડે. કાળી પરજના લોકો **મગ** સમજશે અને **મગજ** નહિ સમજે. આ મારી નાની ચોપડી ફક્ત **માર્ગદર્શિકા** છે. તેમાં મેં શરૂઆતમાં બનતા સુધી ઘરકામના, ખોરાકના, કપડાંના, જાણીતાં જનાવરોના અને એવાજ બીજા શબ્દો લીધા છે.

પહેલાં મ તેમાં નાના શબ્દો લઈ નાનાં વાક્યો મૂક્યાં છે. શરૂઆતમાં બે શબ્દથી માંડીને ચાર શબ્દ સુધીનાં નાનાં વાક્યો લેવાય તો ઠીક પડશે, પણ જ્યારે પંદર વીસ અક્ષરો અને થોડી બારાક્ષરી આવડે, ત્યારે એક ક્રિયાનાં મોટાં વાક્યો તેમજ બે ક્રિયાનાં વાક્યો શીખવતાં જવાં. આ ધોરણે મેં અહીં કામ કર્યું છે.

**જોડાક્ષરો.** બારાખડીવાળા પાઠો પૂરા થવા આવે કે તરતજ જોડાક્ષરો આવે એવા શબ્દો અને વાક્યો શીખવવાનું શરૂ કરવું. **જોડાયેલા અક્ષરને જોડાક્ષરો કહે છે એમ કહેવાની જરૂર નથી.** એ જોડાક્ષરોનો ઉચ્ચાર બરાબર કરી બતાવવો. પછી જેનો ઉચ્ચાર પહેલો થાય છે તે અક્ષર પહેલો લખ્યો છે, એ ઉપર જરૂર પડે લક્ષ દોરવું. આ વખતે દાખલા લેતી વખતે **ર** ના જોડાક્ષરો તેમજ **હ** ને **ય** કે **હ** ને **મ** ના જોડાક્ષર જેવા કે **રહ્યો** વગેરેના દાખલા શરૂઆતમાં લેવા નહિ.

આ વખતે શિક્ષક છેડે લીટીવાળા અને છેડે લીટી વગરના એ બે જાતના અક્ષરો લઈને તેની સાથે બીજા અક્ષરો કેમ જોડાય તે બતાવી શકે.

**ક – છ – ઝ – દ – ફ – ટ – ઠ – ડ – ઢ**
**ખ – ગ – ચ – પ – ન – વ – મ – ત**

પહેલી જાતના અક્ષરો સાથે બીજો અક્ષર જોડાય ત્યારે તે અક્ષરો પાસે પાસે લખાય છે, પણ બીજી જાતના અક્ષરો સાથે કોઈ અક્ષર જોડાય ત્યારે પહેલા અક્ષરનો ઊભો લીટો કાઢી લેવામાં આવે છે, એ ઉપર વર્ગનું ધ્યાન દોરવું. આમાં ટ, ઠ, ડ ને ઢ ના જોડાક્ષરોમાં જો બે અક્ષરો એકજ જાતના હોય, તો તે એક નીચે બીજો મૂકીને લખાય છે તે બતાવવું. આ વખતે પણ કાનો, માત્રા, અજ્જુ, વરડુ વગેરે કહેવાની જરૂર નથી. ય ના જોડાક્ષરો ગુજરાતીમાં ઘણા છે, તેથી તેના શબ્દો શરૂઆતમાં લેવાથી કામ સરળ થશે.

જોડાક્ષરોના શબ્દો કે વાક્યો લેતાં પહેલાં પાટિયા ઉપર જુદી જુદી જાતના જોડાક્ષરો લઈ તેના ઉચ્ચાર કરી દેખાડવા, અને તેમાં અક્ષરોનું સ્થળ ક્યાં ક્યાં છે તે દેખાડવું. જોડે જોડે જોડાક્ષરોવાળા શબ્દો પણ લેવા. દા. ત.

| | | | |
|---|---|---|---|
| ક્ | યા | ક્યા | પા – ક્યા |
| બ્ | યા | બ્યા | આ – બ્યા |
| મ્ | યા | મ્યા | ગ – મ્યા |
| ગ્ | યા | ગ્યા | ઊ – ગ્યા |
| જ્ | યું | જ્યું | મ – જ્યું |
| સ્ | તા | સ્તા | ર – સ્તા |
| ત્ | મા | ત્મા | આ – ત્મા |
| સ્ | વ | સ્વ | સ્વ – પ્નું |
| પ્ | નું | પ્નું | |
| ટ્ | ટુ | ટ્ટુ | ટ – ટ્ટુ |

ર વાળા જોડાક્ષરોમાં હરકત પડે છે, કારણકે તે અક્ષર જુદી જુદી રીતે બીજા શબ્દો સાથે જોડાય છે. દા. ત. ક્રમ, કર્મ, ટ્રામ. આવા જોડાક્ષરોના પાઠ આવે ત્યારે એવા શબ્દો લખી દેખાડી તેના ઉચ્ચાર કરી દેખાડવા, અને પછી વર્ગ પાસે કરાવવા—એમાં સમજુતી આપવાની જરૂર નથી.

**વાચન.** શરૂઆતથીજ આખા શબ્દો વાંચવાની ટેવ પાડવી. તેના છૂટા છૂટા અક્ષરો વાંચવાની ટેવ પડશે, તો પાછળથી તે ટેવ છોડાવવામાં હરકત પડશે. જો શબ્દવાચનની ટેવ પાડવામાં આવશે, તો વર્ગ આખા શબ્દનું ચિત્ર એકી વખતે મગજમાં ગ્રહણ કરતાં શીખશે અને વાચન સરળ થશે. શબ્દ પછી જ્યાં વાક્ય આવે ત્યાં પણ આખા શબ્દો બોલી અચકાયા વગર વાક્યો વાંચવાની ટેવ પાડવી.

**પાટિયાનો ઉપયોગ.** જે જે અક્ષરો શીખવાય તે તે અક્ષરોના શબ્દો પાટિયા ઉપર ચોકખા લખવા, અને તેનો મરોડ પણ સારો કહાડવો.

જેમ જેમ નવા અક્ષરો ઉમેરતાં નવા શબ્દો થાય તેમ તેમ તે શબ્દો પાટિયા ઉપર લખી વંચાવ્યા બાદ તેને તોડી નાખી તેમાંથી નવો અક્ષર છૂટો પાડી તે ઉપર વર્ગનું લક્ષ દોરી તે શીખવવો. દા. ત. **મગ**માંના **મ** અને **ગ** શીખવ્યા પછી મન, કે મગન કે નમ શીખવીએ, તો જાણીતો અક્ષર **મ** કે **ગ** અને નવો અક્ષર **ન** બતાવ્યા પ્રમાણે છૂટા છૂટા લખવા. ન–મ, મ–ગ–ન.

**પુનરાવર્તન.** શીખેલું તાજું રહે અને તેની છાપ ઊંડી ને ઊંડી જતી જાય તેટલા સારુ પહેલાં શીખી ગયા હોય તેનું રોજ બને તેટલું પુનરાવર્તન કરાવતા જવું.

**લખવાનું ક્યારે શરૂ કરાય** એ સવાલ ઘણી વખત પૂછવામાં આવે છે. નાનાં બાળકોના વર્ગોમા તો હું વાર્તાઓ સાથે ચિત્રકામ કરતો. આ ચિત્રોદ્વારા બાળકોના હાથ કેળવી તેમને ૦, । વગેરે ખંડો શીખવતો, અને પછી વાર્તામાં તે ખંડો એકઠા કરી અંક અને અક્ષરોનાં ચિત્રો દોરાવતો. આમ કર્યાથી લખવાની શરૂઆત થાય તે પહેલાં તો ઘણા અંકો અને અક્ષરોના આકાર તેઓ દોરી જતાં. દા. ત. મોટા મીંડાને હું થાળી કહેતો, અને તેને થાળી તરીકે દોરાવતો. કાનાને લાકડી તરીકે, લીટીને સોટી કે પેન તરીકે, અને ૪ ને ચીપિયા તરીકે દોરાવતો. વળી વાડકાના ચિત્રમાં અર્ધચંદ્રાકાર ચાલતા આવા ખંડોને રમતમાં એકઠા પણ કરતો. બે વાડકા પાસે પાસે જુદી જુદી રીતે મૂકવાથી ૩, ૬ વગેરેના આકારો થતા. થાળીની પાસે ઊંચી લાકડી મૂકવાથી ૦। થતો, ઊભા મૂકેલા વાડકાને લાકડીનો ગોદો મારવાથી ? એનો આકાર થતો. મોટા માણસોની પાસે પણ પ્રથમ ૦, ..., —, |, \, / એવા આકારો મોટા દોરાવવા અને પછીથી તે આકારોના મિશ્ર આકારો મોટા દોરાવવા. ભણવાની શરૂઆત થાય તેજ દિવસથી આ

ચિત્રકામ શરૂ થવુંજ જોઈએ. આ આકારો પર તેમનો હાથ ઠરે કે તરત તેમને અક્ષરો વગેરે લખતાં શીખવવા માંડવું ઠીક પડશે.

**આંક.** અક્ષરજ્ઞાન અને આંક જોડે જોડેજ આપી શકાય. એમાં જુદી જુદી ચીજોની મદદથી ગણતાં, ઉમેરતાં, બાદ કરતાં વગેરે શીખવવાથી વર્ગને તે કામમાં રસ પડશે. પછી જ્યારે પાડા (આંકના ગડિયા) લઈએ ત્યારે તે પાડા વર્ગમાં ઉપજાવી કહાડવા, અને તે ઉપર જાણીતી વસ્તુઓ લઈ પ્રશ્નો પૂછવા. આ વિષય ઉપર વધુ વિવેચન કરવાની આ સ્થળે જરૂર નથી.

આ પોથીના **૧થી ૩૪** પાઠો શીખ્યા પછી શીખનારને માટે નવા ટાઈપમાં છાપેલા ૯ વાર્તારૂપ પાઠો આપેલા છે, અને છેવટના ભાગમાં ૭ ગીતો આપેલાં છે.

આ પોથી પ્રગટ કરવાના કાર્યમાં રા. **દલસુખરામ ચુનીલાલ ત્રિવેદીએ** જે પરિશ્રમ ઉઠાવ્યો છે તે માટે તેમનો આભાર માનું છું. આ પોથીના વપરાશથી પ્રૌઢશિક્ષણનું પવિત્ર કાર્ય આગળ ધપશે, તો લેખકને ઘણો આનંદ થશે. આશા છે કે આ પોથી જેમને માટે તૈયાર કરવામાં આવી છે તેમને ઉપયોગી થઈ પડશે, અને તેથી લેખકનો પ્રયાસ સફળ થયો ગણાશે.

**સૂચના.** આ પોથી તૈયાર કરવામાં ગુજરાત વિદ્યાપીઠના જોડણીકોશનો આધાર લેવામાં આવ્યો છે.

તા. ૫–૧–'૪૦
**અમદાવાદ** } **હરરાય દેસાઈ**



## પાઠ ૧લો

### મ, ગ, જ, ન.

| | |
|---|---|
| મગ | મ – ગ |
| મગન | મ – ગ – ન |
| મગજ | મ – ગ – જ |
| જમ | ન, નમ, મન. |

જમ.

મગ જમ.

મગ ન જમ.

મગજ જમ.

મગજ ન જમ.

મગન, મગજ જમ.

મગન, મગજ ન જમ.

નમ.

મગન, નમ.

મગન, ન નમ.

મગન, મગ જમ.

મગન, મગ ન જમ.

## પાઠ ૨જો

ર, સ, ત.

| | | | |
|---|---|---|---|
| રમ | ર – મ | રમત | ર – મ – ત |
| | | રતન | ર – ત – ન |
| મસ | મ – સ | | |
| રસ | ર – સ | | |
| સરસ | સ – ર – સ | | |

મગન, જમ.
મગન, રસ જમ.
મગન, રસ ન જમ.
મગન, મસ રસ જમ.
મગન, મસ ન જમ.
મગન, સરસ રસ જમ.
સરસ રસ મસ જમ.
મગન, રમ.
મગન, રમત રમ.
મગન, ન રમ.
રતન, રમત રમ.
રતન, મસ ન રમ.
રતન, સરસ રમત રમ.
મગન, સરસ રમત રમ.

---

આ પાઠના બે ભાગ કરી શકાય અને અડધો પાઠ એક દહાડે ને બીજો અડધો બીજે દહાડે લઈ શકાય.

## પાઠ ૩જો

### દ, છ.

દસ દ – સ

દમ દ – મ

દમન દ – મ – ન

ગરમ ગ – ર – મ

ગમન ગ – મ – ન

છગન છ – ગ – ન

---

મગન, રમત રમ.

છગન, રમત રમ.

મગન, ન રમ.

છગન, ન રમ.

રતન, રમ રમ ન કર.

દમન, જમ.

દમન, મગજ જમ.

દમન, ગરમ મગજ જમ.

દમન, ગરમ મગજ ન જમ.

છગન, મસ ન જમ.

---

આ પાઠ સુધીમાં મગન, ગમન, છગન, દમન અને રતન એ નામો આવે છે. એકને બદલે બીજું નામ પાટિયા ઉપર લખી વંચાવવાથી નવાં વાક્યો થશે.

## પાઠ ૪થો

### ક, ભ.

| | | | |
|---|---|---|---|
| કર | ક – ર | ભજન | ભ – જ – ન |
| જક | જ – ક | ભગત | ભ – ગ – ત |
| ભમ | ભ – મ | | |
| ભર | ભ – ર | | |

મગન, મગ ભર.

રતન, મગ ભર.

ભગત, મગ ભર.

છગન, ન ભમ.

છગન, મસ ન ભમ.

દમન, ન ભમ.

મગન, ભજન કર.

ભગત, ભજન કર.

ભગત, સરસ ભજન કર.

ગમન, સરસ ભજન કર.

રતન, જક ન કર.

મગન, જક ન કર.

## પાઠ ૫મો

### ડ, પ.

| | | | |
|---|---|---|---|
| રડ | ર – ડ | પગ | પ – ગ |
| ભરડ | ભ – ર – ડ | પકડ | પ – ક – ડ |
| ભરત | ભ – ર – ત | | |
| તર | ત – ર | | |
| તરત | ત – ર – ત | | |

રતન, મગ ભરડ.

રતન, મસ મગ ભરડ.

રતન, ભરત કર.

રતન, સરસ ભરત કર.

મગન, તર.

મગન, તરત તર.

પગ પકડ.

છગન, પગ પકડ.

ભગત, પગ પકડ.

રતન, ન રડ.

રતન, રડરડ ન કર.

---

## પાઠ ૬ઠ્ઠો

### બ, ચ.

| | |
|---|---|
| બક | બ – ક |
| બતક | બ – ત – ક |
| મન | મ – ન |
| ચમન | ચ – મ – ન |
| ચક | ચ – ક |
| ચકચક | બકબક |

રતન, પકડ.
રતન, બતક પકડ.
છગન, બતક પકડ.
ભગત, બતક પકડ.
બતક, બકબક કર.
બતક, કરડ.
બતક, બતક, ન કરડ.
ચક કર.
રતન, ચક કર.
રતન, સરસ ચક કર.
છગન, ન બક.
છગન, બકબક ન કર.

## પાઠ ૭મો

### થ, ય.

| | |
|---|---|
| રથ | ર – થ |
| થર | થ – ર |
| જય | જ – ય |
| થડ | થ – ડ |

દમન, રમ.
મગન, રથ પર રમ.
ચમન, રથ પર રમ.
ગમન, રથ પર ન રમ.
ચમન, ન રડ.
ચમન, રડરડ ન કર.
રથ પકડ.
છગન, રથ પકડ.
છગન, તરત રથ પકડ.
ચમન, થડ પકડ.
ચમન, તરત થડ પકડ.
મગન, જયજય કર.
ભગત, જયજય કર.
ભગત, નમન કર.
ભગત, તરત નમન કર.
ભગત, દસ નમન તરત કર.



## પાઠ ૮મો

સૂચના—( ા આ ચિહ્ન કાનાનું છે એમ કહેવાની જરૂર નથી. )

અ, આ ( અ – ા ) વ

અદબ અ – દ – બ

અરર અ – ર – ર

આ અ – ા

ગા ગ – ા

મા મ – ા

બા બ – ા

પા પ – ા

જા જ – ા

ના ન – ા

આવ આ – વ

| | | |
|---|---|---|
| કાકા | રામ | આવ |
| મામા | તાડ | વાય |
| બાપા | પાડ | અવાય |
| દાદા | પાસ | જવાય |
| તારા | દાબ | થાય |
| કાન | જાર | ગાયન |
| નાક | જરા | બતાડ |
| ગાર | મમરા | જમાય |
| કામ | આમ | પછાડ |

મગન, અદબ કર.
ભગત, અદબ કર.
રતન, જા.
રતન, જા, કામ કર.
બા, રામરામ.
આવ બા, રામરામ.
રતન, આમ આવ.
આ તારા મામા થાય.
આ રતનના મામા થાય.
મગન, બાપા પાસ જા.
બાપા પાસ જવાય.
બાપા પાસ ના જવાય.
તારા બાપાના પગ દાબ.
રતન, આમ અવાય?
ના, આમ ના અવાય.
કાન બતાડ.
ચમન, તારા કાન બતાડ.
છગન, તારા કાન પકડ.
ભગત, જરા ગા.
ભગત, ગાયન ગા.
બા, કામ બતાડ.
આવ રતન, ગાર કર.

બા, ગાર આમ થાય?
બા, ગાર આમ થાય.
બા, ચા આપ.
બા, જરા ચા આપ.
જરા મગજ જમાય.
રતન, કાકા પાસ જા.
આ તારા દાદા થાય.
જા, દાદાના પગ દાબ.
ચમન, પગ ન પછાડ.
બા, મમરા આપ.
બા, જરા મમરા આપ.
જરા મગજ આપ.
જા મગન, તાડ પાડ.
છગન જા, તાડ પાડ.

---

## પાઠ ૯મો

### લ, એ

| | | | |
|---|---|---|---|
| લડ | લ – ડ | તે | ત – ે |
| લગન | લ – ગ – ન | દે | દ – ે |
| લડાય | લ – ડા – ય | બે | પેલા |
| એ | અ – ે | છે | કરે |
| લે | લ – ે | લે | અમે |

| | | | |
|---|---|---|---|
| બેન | મારે | કેમ | આજે |
| પેન | સાથે | દવા | કરડે |
| | | તાવ | પાસે |

આ મારા બાપા છે.
એ તારા કાકા છે.
આ મારા મામા છે.
પેલા મગનના મામા છે.
મામાને ઘેર લગન છે.
છગનના મામાને ઘેર લગન છે.
આ દર છે.
તે દર પાસે જતા ના.
સાપના દર પાસે ન જવાય.
સાપ કદાચ કરડે.
ચાલ બેન ચાલ.
મારે એક કાકા છે.
મારા કાકા સારા છે.
આજે મારે રજા છે.
બેન રતન, આમ આવ.
આવ બેન આવ..
બેન સાથે રમાય.
બેન સાથે ન લડાય.
કેમ બેન, તને કેમ છે ?

મને આજે તાવ છે.
બેન દવા લેજે.
બા, બેનને દવા આપ.
બા, બેનને દવા દે છે.
લે બેન, દવા લે.

---

પાઠ ૧૦મો

હ

| | |
|---|---|
| હસ | હ – સ |
| હા | હ – ા |
| હતા | હ – તા |
| હવે | હ – વે |
| કહે | ક – હે |
| હસન | હ – સ – ન |
| કાલે | જા ( જ ા ) |
| જાય | બદામ |
| દેખાય | ભાવે |

જા બેન, તરત જા.
પેલા મામા આવે.
મારા મામા ગામ ગયા હતા.
તે કાલે ગયા હતા.
આજે તે આવવાના હતા.

તે આવતા દેખાય છે.
મામા એકલા ગયા હતા.
મગન આજ બહાર જાય છે.
મામા સાથે હસન દેખાય છે.
આવ હસન આવ.
મારા મામા બદામ લાવે છે.
તને બદામ ભાવે છે?
હા, મને બદામ ભાવે છે.
લે હસન, એક બદામ લે.

---

## પાઠ ૧૧મો

### અં, આં, એં.

| | |
|---|---|
| રગ | રંગ |
| બગ | બંગલા |
| હસ | હંસ |
| કાતર | કાંત |
| ગામ | ગામડાં |
| તલાવ | ગામડામાં |
| કલાક | ચાંચ |
| આવજે | પેંડા |
| દરેક | બગલાં |
| લાડવા | કરતાં |
| સલામ | |

બા, આને બંગલા કહે.
બેન રતન, એ બંગલા સારા છે.
પેલા બંગલાનો રંગ લાલ છે.
મને લાલ રંગ ગમે છે.
આ બંગલા પાસે તલાવ છે.
તલાવ પાસે હંસ છે.
મારા ગામમાં એક તલાવ છે.
એ તલાવ પાસે બગલાં છે.
આ તલાવ પાસે હંસ છે.
તે હંસ સરસ છે.
એક હંસને બે પગ છે.
દરેક હંસને એક ચાંચ છે.
પેલા બંગલામાં હસન છે.
આ હંસ હસનના છે.
હસન હસન, આમ આવ.
બા, હસન પાસે કાતર છે.
હસન આજે કાંતે છે.
બેન, તે બે કલાક કાંતે છે.
પેલા મગન અને છગન આવે.
હવે છગન કાંતે છે.
તે સરસ કાંતે છે.
મગનલાલ ગામડે ગયા હતા.

ગામડામાં છગનલાલ કાંતતા હતા.
બા, હસન પેંડા આપે છે.
હસન, પેંડા ન આપ.
રતન બેનને પેંડા ભાવે છે.
આ પેંડા તેના છે.
પેંડા તેને સારા લાગે છે.
લાડવા કરતાં પેંડા સારા લાગે.
હસન, હવે સલામ.
રતન બેન આવજે.

---

## પાઠ ૧૨મો

### ધ, ખ.

| | | |
|---|---|---|
| ધજા | ધ – જા | મલમ |
| ધન | ધ – ન | આનંદ |
| ધમધમ | ધ – મ – ધ – મ | કંચન |
| ધરમ | ધ – ર – મ | અડકે |
| ખા | ખ – ા | અડકતા |
| ખસ | ખ – સ | અડકાય |
| ખબર | ખ – બ – ર | લગાડાય |
| ખરચ | ખ – ર – ચ | નરભેરામ |
| ગંધક | ગં – ધ – ક | સાંજ |

આજે અમારા ગામમાં આનંદ છે.
કંચન બેનનાં લગન છે.
અમારા મામા પેંડા લાવવાના.
અમે બધા પેંડા ખાવાના.
પેલા નરભેરામ કાકા આવે.
તે ધમધમ ચાલે છે.
લગનમાં ખરચ થાય.
લગન કરવામાં ખરચ થાય.
હા, બા, મને એ ખબર છે.
પેલા છગન અને મગન આવે.
છગનને અડકતા ના.
તેને હાથે ખસ છે.
ખસ થાય તેને ન અડકાય.
જે અડકે તેને ખસ થાય.
ખસ થાય તેને ગંધક લગાડાય.
ધરમદાસ ગંધક લગાડતા હતા.
તે બહાર ન જતા.
તે સાંજે મલમ લગાડતા.
ધરમદાસ બહાર ન જતા.
કપડાં પર મલમ અડકે, તો કપડાં બગડે.

---

## પાઠ ૧૩મો

### ફ, ઈ, ી, ઇ.

| | | | |
|---|---|---|---|
| ફર | ફ – ર | ફઈ | ફ – ઈ |
| ફરવા | ફ – ર – વા | ભાઈ | ભા – ઈ |
| બરફ | બ – ર – ફ | ઇજાર | ઇ – જા – ર |
| સાફ | સા – ફ | ઇનામ | ઇ – ના – મ |
| દફતર | દ – ફ – ત – ર | પી | પ – ી |
| ગંદા | દાંત | બી | બ – ી |
| નખ | નાક | બરફી | બ – ર – ફ – ી |
| પસંદ | | માસી | મા – સ – ી |
| | | જલેબી | જ – લે – બ – ી |
| | | ખીચડી | મારી |
| | | ભાખરી | તારી |
| | | | સાડી |

મગનભાઈ, બહાર જતા ના.
તમે ફરવા ના જતા.
આજે ફઈ આવવાનાં છે.
પેલાં તારાં ફઈ આવે.
ગમન તારાં ફઈ થાય.
તે મારી બેન થાય.
બાપની બેન ફઈ કહેવાય.
માની બેન માસી કહેવાય.

આવ, ગમન બેન, આવ.
મગન, જરા બરફ લાવ.
આજે તાપ છે.
બરફને સાફ કર.
રતન બેન, આમ આવ.
ફઈબાને પગે લાગ.
રતન બેન, બરફી લે.
મગનભાઈ, તને બરફી ભાવે છે ?
હા, ફઈબા. મને બરફી ભાવે છે.
મને જલેબી ભાવે છે.
મને ખીચડી ભાવે છે.
ખીચડી સારી લાગે છે.
મને ભાખરી ભાવે છે.
ભાખરી ચાવી ચાવીને ખવાય.
મગનભાઈ, આ ઇજાર તારી છે.
તે તમને ઇનામમાં આપી છે.
આ ઇજાર સારી છે.
ફઈબા, રતન બેનને સાડી પસંદ છે.
રતન બેન, તારા દાંત બતાવ.
તે જરા ગંદા છે.
દાંત સાફ રાખવા.
નખ સાફ રાખવા.

ગંદા દાંત રાખે તે ગંદા કહેવાય.
ગંદા નખ રાખે તે ગંદા કહેવાય.
ગંદાં નાક રાખે તે ગંદાં કહેવાય.
નાક, કાન, દાંત સાફ રાખવા.

---

## પાઠ ૧૪મો

ટ, ઈ, ી, ઇ, િ, ઈં.

| | | | |
|---|---|---|---|
| ભટ | ભ – ટ | જલદી | જ – લ – દ – ી |
| ટપ | ટ – પ | બિલાડી | િ – બ – લા – ડ – ી |
| લઈ | લ – ઈ | તેડી | નહિ |
| પાઈ | પા – ઈ | બીજે | |
| ઈંટ | ઈં – ટ | ભેગા | |

મગન, જલદી જા.
છગન ભટને તેડી લાવ.
મગન, ટપટપ કામ કર.
મગન, ટપ લઈને જા.
છગન ભટ બીજે જવાના છે.
તે પછી ભેગા નહિ થાય.
જલદી ચાલવા માંડ.
ભટને તેડીને જ આવજે.
બા, મને એક પાઈ આપ.
લે, એક પાઈ લે.

તેના મમરા લેજે.
બા, મારી બિલાડી આવી.
આવ, બિલાડી આવ.
તે ઈંટ પર બેસી ગઈ.
બિલાડી, ગંદી ઈંટ પર ન બેસે.
ઈંટ સાફ છે.
બિલાડી સાફ જગા પર બેસે.
સારા છોકરા જગા સાફ રાખે.
બેસતાં પહેલાં તે જગા સાફ કરે.
ગંદામાં બેસે તે ગંદા કહેવાય.

---

## પાઠ ૧૫મો

### ઘ, ણ.

| | | | |
|---|---|---|---|
| પણ | પ – ણ | ઘર | ઘ – ર |
| લણ | લ – ણ | ઘરેણાં | ઘ – રે – ણાં |
| આપણે | આ – પ – ણે | ઘાસ | ઘા – સ |
| ઘણાં | પરણે | ગાય | |
| પહેરી | જાન | પાણી | |

આ ઘર છે.
આ ઘર સરસ છે.
તે ઘરમાં ઘાસ છે.

મારે એક ઘર છે.
મારા ઘરમાં ગાય પણ છે.
તે ગાય ઘાસ ખાય છે.
મારી બા ઘરમાં છે.
તે ઘરેણાં કહાડે છે.
મારા મામાના છોકરા પરણે છે.
મારી બેન જાનમાં જવાની.
તેને સારાં કપડાં આપવાનાં.
તેને સરસ ઘરેણાં આપવાનાં.
તે કપડાં પહેરવાની.
બેન ઘરેણાં પહેરીને ફરે.
છોકરા ઘરેણાં પહેરે નહિ.
ચાલ ભાઈ, મારા ઘરમાં ચાલ.
મારી ગાય તરસી થઈ છે.
તેને પાણી પાઈએ.
ગાય, ગાય, પાણી પી.
ચાલ, આપણે રમીએ.
પછી આપણે બહાર જઈએ.

---

## પાઠ ૧૬મો

### શ

| | | | |
|---|---|---|---|
| શણુ | શ – ણુ | લણુ | લ – ણુ – શે |
| શરમ | શ – ર – મ | કર | ક – ર – શે |
| આકાશ | આ – કા – શ | આપ | આ – પ – શે |
| આપીશ | આ – પી – શ | લાવ | લા – વ – શે |
| શેક | શે – ક | આવ | આ – વ – શે |
| શેકેલા | શે – કે – લા | છાંટ | છાં – ટ – શે |
| શેકીને | શે – કી – ને | | |

ખેતર બારણા
ખાતર થશે
તગારાં મકાઈ

આજે આકાશ સાફ છે.
આજે વરસાદ આવશે નહિ.
ચાલ, આપણે ખેતરમાં જઈએ.
મગન ખેતરમાં આવશે ?
હા, તે ખેતરમાં આવશે.
ખેતરમાં જઈ કામ કરીએ.
કામ કરવાથી જમીન સાફ થાય.
સાથે શણુ બી લેજે.
મારી પાસે સરસ શણુ બી છે.
તે મારા વાડામાં છે.

શણ બી બારણા પાસે છે.
મારી સાથે મગન આવશે.
છગન પણ મારી સાથે આવશે.
તે શણ બી વાવશે.
તે શણ બી ખેતરમાં છાંટશે.
શણ બી વાવે ખાતર થાય.
તેથી જમીન સારી થશે.
રતન પાણી લાવશે.
તે આપણને પાણી પાશે.
રતનના હાથમાં મકાઈ છે.
મકાઈ શેકીને ખવાય.
શેકેલા મકાઈ સારા લાગે.
મારા ખેતરમાં ઘણા મકાઈ છે.
તમને બધાંને મકાઈ આપીશ.
જે આવશે તેને મકાઈ આપીશ.
તે મકાઈ શેકી પણ આપીશ.

---

સૂચના -સ અને શ વાળા શબ્દો લખી તેમના ઉચ્ચાર બરાબર કરવા અને કરાવવા.

## પાઠ ૧૭મો

### ઠ

| | | | | |
|---|---|---|---|---|
| લઠ | લ – ઠ | નાસી | પાધર | મારકણી |
| આઠ | આ – ઠ | ઘાસ | અંધારે | જનાવર |
| કંઠ | કં – ઠ | રાત | પહેરેલાં | પગરખાં |
| ધાડી | ધા – ડી | છીએ | હમેશાં | ઘેરેઘેર |
| ઠાઠમાઠ | નથી | વાડ | લાકડી | ભેંસ |

આ ઘર છે.
તેમાં આપણે રહીએ છીએ.
આ ઘર સરસ છે.
અહીં ઘણાં ઘર છે.
ચાલ છગન, ખેતરે જઈએ.
ઘરમાંથી લાકડી લેજે.
હમેશાં લાકડી લઈને બહાર જઈએ.
હાથમાં લઠ પણ રાખીએ.
જાડી લાકડી લઠ કહેવાય.
મારા ઘરમાં આઠ લઠ છે.
ખાલી હાથે બહાર ન જઈએ.
ખેતરને વાડ કરે છે.
કેટલીક વાડ ધાડી હોય છે.

વાડમાં સાપ ભરાઈ રહે.
સાપને લઠથી ખસેડાય.
તેને લઠથી દબાવાય.
કદાચ મારકણી ગાય આવે.
મારકણી ભેંસ પણ સામે આવે.
લઠ દેખી જનાવર નાસી જાય.
આ ગામમાં ઘણાં ઘર છે.
ઘેરેઘેર ભેંસ છે.
ગામમાં બાર પંદર ગાય પણ છે.
આપણી ગાય સારી છે.
જા બેન, ગાયને ઘાસ નાખ.
તારે કંઠે ઘણાં ઘરેણાં છે.
ઘણાં ઘરેણાં પહેરવાં નહિ.
એ તો ઠાઠમાઠ કહેવાય.
પગે પગરખાં પહેરવાં.
પગરખાં પહેરવાથી કાંટા ન વાગે.
પગરખાં પહેરવાથી બચી જવાય.
ઘણાં છોકરાં ગળે ઘરેણાં ઘાલે છે,
પણ પગે પગરખાં પહેરતાં નથી.
હવે પગરખાં પહેરજે.

## પાઠ ૧૮મો

### ળ, ઢ.

| | | | |
|---|---|---|---|
| હળ | હ – ળ | ખેડ | ચઢાશે |
| બળ | બ – ળ | મઠ | કાબરા |
| બળદ | બ – ળ – દ | કાઢ | તગડેલ |
| સાંભળે | સાં – ભ – ળે | અવાજ | ઢમઢમ |
| ચઢ | ચ – ઢ | નસીબ | નિસરણી |
| ઢમ | ઢ – મ | | મહેમાન |

આજે મારે ખેડ કરવી છે.
ખેતરમાં આજે ખેડ કરવાની છે.
આજે બે ખેડ થશે.
નદી પરના ખેતરમાં જઇશ.
તેમાં ચાર ખેડ કરીશ.
ચાલ ભાઈ, હળ બહાર લાવ.
બે બળદ પણ લાવ.
લાલ બળદ બહાર કાઢ.
કાબરા બળદ થાકેલા છે.
કાલે તેમને તગડેલા છે.
તેમને બશેર મઠ આપ.
મગન, મેડી પર ચઢ.
મેડી પરથી મારાં પગરખાં લાવ.
બાપા મારાથી ચઢાશે નહિ.

નિસરણી સારી નથી.
સાચવીને ચઢે તો ચઢાશે.
બાપા, આ તમારાં પગરખાં.
ભાઈ, કંઈ અવાજ થાય છે.
હા બાપા, ઢમઢમ થાય છે.
કાના પટેલને ઘેર નગારાં વાગે છે.
તેમને ઘેર મહેમાન છે.
નગારાં સાંભળે પેટ નહિ ભરાય.
ખેતર ખેડીએ તો પેટ ભરાશે.
ખેડ, ખાતર અને પાણી,
તે નસીબને લાવે તાણી.

સૂચના—ઢ અને ઠ ના આકાર પર ધ્યાન દોરવું.

---

## પાઠ ૧૯મો

### ઝ, ઓ, ઓં.

| | | | |
|---|---|---|---|
| ઝરણુ | ઝ – ર – ણુ | ઓ | અ – ો |
| ઝડપ | ઝ – ડ – પ | તો | ત – ો |
| ઝાડ | ઝા – ડ | જો | જ – ો |
| ઝટપટ | | ઓસડ | ઓ – સ – ડ |
| જંગલ | | ઓરડી | ઓ – ર – ડી |
| જળ | | ટોપલો | ટો – પ – લો |
| | | ભોંકાયો | ભોં – કા – યો |

જોજે　　પગથી
જોઈને　　બાંધ
ટોપલી　　બાંધો
ઓરડો　　બાંધશે
મોટા　　ખદખદાવ
જમણું

રતન, મારી સાથે આવ.
ચાલ રતન, ઝટ ચાલ.
ચટચટ કામ કરીએ.
ચાલ, ઝડપ કર.
ચડપચડપ પગલાં ભર.
ઝટપટ ચાલ.
આજે સાંજે ગામમાં જમણ છે.
રતન, કેમ પગ થાકી ગયા ?
બા, આ તો જંગલ છે.
જંગલમાં ઝાડ છે.
જંગલમાં કાંટા પણ છે.
જોને બા, પગથી પર પણ કાંટા છે.
આ એક કાંટો પગમાં ભોંકાયો.
ઓ બાપ રે, મને દરદ થાય છે.
બા બા, આમ આવ.
મારા પગમાંથી કાંટો કહાડ.

બેન, જરા જોઈને તો ચાલ.
લે, આ કાંટો નીકળી ગયો.
હવે ઘેર ચાલ.
આપણે ઘેર ઓસડ છે.
તે ઓસડ પગે લગાડાય.
તે ઓસડ ટોપલીમાં છે.
એ ટોપલી મારા ઓરડા પાસે છે.
ટોપલીમાં પાંદડાં છે.
તે પાંદડાં દવાનાં છે.
તે ઓસડથી દરદ નરમ પડશે.
જા, રતન, પેલા ઝરા પાસે જા.
તે ઝરામાં જળ છે.
જળને પાણી કહેવાય.
તે પાણીથી પગ ધો.
પછી ઘેર ચાલ.
ઘરમાં મગનભાઈ પાંદડાં વાટશે.
તે પછી તેને ખદખદાવશે.
પછી તે તારા પગે બાંધશે.
પેલા મગનભાઈ આવે છે.
મગનભાઈ, આમ આવો.
રતનને ઘેર લઈ જાઓ.
તેને પગે પાટો બાંધો.

---

## પાઠ ૨૦મો

### ઉ, ઊ, ઉં, ઊં.

| | | |
|---|---|---|
| ઊડ | ઊ – ડ | મેડી |
| ઊઠ | ઊ – ઠ | ઠગ |
| ઊતર | ઊ – ત – ર | કઠણ |
| ઉપર | ઉ – પ – ર | ઠગાઈ |
| ઊંડો | ઊં – ડો | બિચારી |
| ઊઠતો | | થાકી |
| ઊંચક | | કોણ |

છગન, છગન, જલદી ઊઠ.
ઊઠતાં આટલી બધી વાર ?
મેડી ઉપરથી ઊતર.
જલદી નીચે ઊતર.
ઊતરતાં કેટલી વાર થાય છે ?
રતન જંગલમાં ગઈ હતી.
જંગલમાં ઝાડવાં હતાં.
એક ઠેકાણે કાંટા હતા.
રતનને પગે કાંટો ભોંકાયો છે.
તે ઊંડો ભોંકાયો છે.
જલદી જઈ દવા લાવ.
ટોપલીમાં પાંદડાં છે તે વાટ.
તને રતનની દયા નથી આવતી ?

રતન આપણી બેન થાય.
એ બિચારી રોઈ રોઈ થાકી.
તેનો કંઠ તો બેસી ગયો.
તારા જેવો કઠણ કોણ હશે ?
જો, મેં તેને ઊંચકીને આણી.
ભાઈ હોય તે તો દોડીને જાય.
તેનાથી બને તો તે ઊડે.
તારા જેવો ભાઈ ઠગ કહેવાય.
મગનભાઈ, મને ઠગ ન કહેતા.
રતન મારી બેન છે.
તે મને વહાલી છે.
તેને માટે દવા લાવીશ.
તેને જલદી જલદી મટાડીશ.
ભાઈ, મને માફ કરો.

---

## પાઠ ૨૧મો

ઉ, ુ, ઊ, ૂ, ઉં, ઊં.

| | | | |
|---|---|---|---|
| ઊભી | કૂતરો, કૂતરું | ઊભું | ઊંડું |
| ઊભો | કૂવો | હતું | ખૂબ |
| ઊભા | બચુભાઈ | બેઠું | બૂમ |
| ઉપર | ઉંદર | ગયું | દૂર |

ઉઢાણી ઊંઘતી પૂંછડી ચગદાત
સારું બાઝી બારણું બેનપણી

મારી વાડીમાં કૂવો છે.
તેમાં પાણી ઊંડું છે.
ગમન બેન કૂવા પાસે ગઈ.
તેની પાસે રતન ઊભી હતી.
કૂવા પાસે કૂતરો ઊભો હતો.
તે કૂતરું હડકાયું ન હતું.
ગમન બેનને માથે ઉઢાણી હતી.
ઉઢાણી ઉપર બેડું હતું.
તે પાણી ભરવા ગઈ હતી.
રતન તેની સાથે ગઈ હતી.
તે બે બેનપણીઓ થાય.
બચુભાઈ દૂર ઊભા હતા.
તે વાડીમાં ફરવા ગયા હતા.
તેમણે કૂતરો જોયો.
બચુભાઈએ રતનને બોલાવી.
તેમણે કૂતરા તરફ આંગળી કરી.
રતન કૂતરાને જોઈ ભડકી.
ગમન પણ ભડકી.
રતન ઘર તરફ દોડી.

ગમન તેની પાછળ દોડી.
કૂતરો તો કૂવા પાસે ઊભો.
ગમનને માથેથી બેડું પડી ગયું.
તેને માથેથી ઉઢાણી પડી ગઈ.
તે ઝડપબંધ ઘર તરફ દોડી.
બારણામાં મોટો ઉંદર હતો.
બારણું ઉઘાડું હતું.
ઉંદર ખસી ગયો.
તે સારું થયું.
તેનો પગ તેની પૂંછડી પર પડત.
તેની પૂંછડી ચગદાત.
ઉંદર પણ કરડે.
ઉંદર કરડે તો લોહી નીકળે.
રતને ગમનને પકડી.
રતને પોતાની બાને બૂમ મારી.
તેની બા ઊંઘતી હતી.
તે તરત જાગી ગઈ.
રતન તેની બાને બાઝી પડી.
ગમન પણ તેની પાસે ગઈ.
તે પણ તેને બાઝી પડી.
બે છોકરીઓ હવે ધીરી પડી.

---

## પાઠ ૨૨મો

### શ, ષ, સ.

| | | |
|---|---|---|
| ખુશ | પુરુષ | નવાઈ |
| વિષ | શાબાશ | સઉ |
| શિંગડું | સંગાથ | સગા |
| શીખવું | શીખતા | ગમતું |
| શું | લીધું | મૂછ |
| મરદ | નિશાળ | હડકાયો |

ગમને પોતાની બાને વાત કરી.
તેણે અચુભાઈની વાત કરી.
ગમનની બા ખુશ થઈ.
અચુભાઈ નિશાળમાં શાખતા હતા.
તેમને શીખવું ગમતું હતું.
અચુભાઈ ગમનને મળવા ગયો.
ગમનની બા ઘરમાં બેઠી હતી.
બા બોલી, શાબાશ, અચુ શાબાશ.
તું ખરેખરો મરદ છે.
અચુભાઈને મોંએ મૂછ હતી.
મૂછવાળા મરદ કહેવાય.
તેમને પુરુષ પણ કહે.

ખરા પુરુષો કૂતરાથી ભડકે નહિ.
ગમન તો નાની હતી.
તે ભડકે તેમાં નવાઈ નહિ.
બચુભાઈ કહે, કૂતરો હડકાયો નહોતો.
તે કૂતરો સારો હતો.
હડકાયા કૂતરા કરડે તો ઝેર ચઢે.
ઝેરને કેટલોક વિષ પણ કહે છે.
એક વખત કૂવા પાસે ગાય હતી.
છોકરીઓ ગાય પાસે ગઈ.
બચુભાઈ તે જગાએ ઊભા હતા.
તે ગાય છોકરીઓને મારવા ધસી.
તે તેમને શિંગડું મારત.
બચુભાઈ પાસે લઠ હતો.
લઠ વડે તેણે ગાયને રોકી.
ગાય તરત પાછી વળી.
બચુભાઈ ગમનના કંઈ સગા નથી.
ગમનનો ભાઈ શરદ તેને ઓળખે છે.
તે બે જોડે નિશાળે જાય છે.
બે જણા સાથે શીખે છે.
બચુભાઈ ઘણા સારા છે.

## પાઠ ૨૩મો

| | | | |
|---|---|---|---|
| ઐ | અ – ૅ | બૈરું | ભગવાન |
| બૈરી | બૈ – રી | છૈયાં | કનડે |
| છૈયું | છૈ – યું | નૈવેદ | ભલું |
| પૈડું | પૈ – ડું | મૈયત | ભલા |
| વૈદ | વૈ – દ | ચૈતર | ઊછળે |
| જૈન | જૈ – ન | વૈશાખ | પાટીદાર |
| | | પૈઠણ | લગનસરા |
| | | ઢેકાઢૈયા | રિવાજ |
| | | ખાડાખૈયા | |

અમારા ગામમાં ખાડાખૈયા છે.
એક માણસ ગાડું લઈ ગામમાં ગયો.
તે પાટીદાર હતો.
ગાડામાં પાંચ જૈનો હતા.
તેમાં બે પુરુષો હતા.
જોડે બે બૈરાં હતાં.
સાથે એક છોકરું હતું.
ગાડાનું પૈડું ખાડાખૈયાથી ઊછળે.
ખાડાખૈયાથી છોકરું હેરાન થયું.
ખાડાખૈયાને ઢેકાઢૈયા પણ કહે.
ગામલોકો તેવી જગા સુધારી શકે.

એવી જગામાં છોકરાં રમે છે.
તે છોકરાં ગામનાં છે.
છોકરાં પડે તો તેમને વાગે.
ચાલો, આજે કામ કરીએ.
તે જગા સાફ કરીએ.
કાલે માતાજીનો હવન છે.
દર ચૈતર માસમાં હવન થાય છે.
લોકો તે દહાડે નૈવેદ કરે છે.
હવન કરવાથી હવા સુધરે.
ચૈતર પછી વૈશાખ માસ આવે.
વૈશાખ માસમાં લગનસરા આવે.
કેટલાક લોકોમાં પૈઠણનો રિવાજ છે.
છોકરીનાં માબાપ પૈસા આપે.
છોકરાનાં માબાપ પૈસા લે.
આથી છોકરીવાળા દુઃખી થાય.
છોકરાવાળા સામાને કનડે છે.
અમારા ગામમાં એક વૈદ હતા.
તેમનું નામ ગોકળદાસ હતું.
તે વૈદ જૈન નહોતા.
તે સુધારાવાળા હતા.
તેમની સલાહ બધા માનતા.
વૈદને ઘેર ઘણા લોકો જાય.

વૈદ કહે તે બધા કબૂલ કરે.
ગોકળદાસનાં વહુ પણ સારાં હતાં.
તેમનું નામ જીવકોર હતું.
તેમની પાસે ગામનાં બૈરાં જતાં.
તેમની વાત બૈરાંને ગમતી.
ગોકળદાસને ઘેર પંચ એકઠું થયું.
તેમાં પુરુષો હતા.
જીવકોરબા પાસે બૈરાં ગયાં.
તેમના કહેવાથી ગામમાં સુધારા થયા.
હવે અમારા ગામમાં ખાડાખૈયા નથી.
અમારા ગામમાં ઢેકાઢૈયા પણ નથી.
અમારા ગામમાંથી ગંદવાડ દૂર થયો.
ગામ ઘણું સાફ રહે છે.
લગનમાં લોકો પૈઠણ લેતા નથી.
છોકરા છોકરીઓ પૈઠણ વગર પરણે છે.
મૈયતનાં ખરચ પણ ઓછાં થયાં.
બધા એકમેકને મદદ કરવા તૈયાર.
ધીમેધીમે મૈયતનાં ખરચ બંધ થશે.
ગામમાં બધે સંપ છે.
અમે વૈદના ગુણ ગાઈએ છીએ.
ભલા ભગવાન તેમનું ભલું કરે.

---

## પાઠ ૨૪મો

| | | | |
|---|---|---|---|
| ઔ | અ – ૌ | | કૌરવો |
| ચૌટું | ચ – ૌ – ટું | | ચૌટામાં |
| નૌકા | ન – ૌ – કા | | કાકાકૌઆ |
| શૌચ | શ – ૌ – ચ | ઔં | પૌંઆ |
| વૌઠા | વ – ૌ – ઠા | | |

| | | |
|---|---|---|
| ફળ | ધોળકા | સાબરમતી |
| મળે | નબળા | વહાણુ |
| મેળો | ચેવડો | હોડી |
| શેઠ | મિઠાઈ | ગંદકી |
| સંપ | દિશાએ | પાંડવો |
| | પૂનમ | કારતકી |

જીવણુલાલ કરીને એક શેઠ હતા.
તે ધોળકામાં રહેતા હતા.
તેમની દુકાન ચૌટામાં હતી.
તેમને ઘેર કાકાકૌઆ હતો.
તે કાકાકૌઆને નાચતાં શીખવે.
તે તેને ચૌટે લઈ જાય.
ધોળકામાં ઘણાં ચૌટાં છે.
એક ચૌટું મોટું છે.
એ ચૌટામાં ઘણી દુકાનો છે.

કેટલીક દુકાને ફળ મળે છે.
કેટલીક દુકાને મિઠાઈ મળે છે.
મારે ચેવડો બનાવવો હતો.
હું પૌંઆ લેવા ગયો.
દુકાનનો ધણી વૌઠા ગયેલો.
વૌઠામાં મોટો મેળો ભરાય છે.
તે મેળો કારતકી પૂનમે ભરાય છે.
તેમાં ઘણાં માણસ જાય છે.
વૌઠા પાસે સાબરમતી નદી છે.
તે નદીમાં હોડી ચાલે છે.
મોટી નદીઓ પર મોટાં વહાણો હોય.
મેળામાં લોકો ઠેરઠેર ગંદકી કરે છે.
આ સારું નથી.
દિશાએ જવા સારુ ખાડા કરવા.
તે ખાડા શૌચ માટે વાપરવા.
પછી મેલા પર ધૂળ નાખવી.
હું મેળામાં ગયો હતો.
રાતના હું ફરવા ગયો.
એક ઠેકાણે મહારાજ કથા કરતા હતા.
તે પાંડવકૌરવની કથા હતી.
પાંડવકૌરવની લડાઇની વાત થતી હતી.
પાંડવો અને કૌરવો ભાઇ થાય.

ભાઇભાઇઓમાં લડાઇ થઇ.
કૌરવો બધા મરી ગયા.
પાંડવો બધા નબળા પડી ગયા.
આ દેશમાં ભાઇભાઇ લડી મરે છે.
તેથી બધા ખરાબ થાય છે.
સંપીને રહેવાય તો કેવું સારું?
સંપીને રહીએ તો સુખી થઇએ.

---

## પાઠ ૨૫મો

### હોળી

| | | |
|---|---|---|
| આપ્યા | ક્યાં | રાડાં |
| આવ્યા | ત્યાં | લાકડાં |
| ઊગ્યા | જ્યાં | ધાણી |
| થાક્યા | ચેત્યાં | ચણા |
| ભૂખ્યા | ચેતાવ્યાં | હારડા |
| મથ્યા | ઉડાડ્યો | ભમરડા |
| મળ્યા | ગોઠવ્યાં | દીવાસળી |
| રમ્યા | પકડ્યાં | અજવાળું |
| લાવ્યા | શીખવ્યું | સળગાવવું |

ફાગણ મહિનામાં હોળી આવે છે.
ત્યારે લોકો પાદરે હોળી ચેતાવે છે.
અમે બધા લાકડાં લાવ્યા.

તે લાકડાં ક્યાં ગોઠવ્યાં હશે ?
તે લાકડાં પાદરે ગોઠવ્યાં.
ઘણા છોકરા ત્યાં આવ્યા હતા.
અમે ખૂબ રંગ ઉડાડયો.
રામાભાઇ ભમરડા લાવ્યા હતા.
રામાભાઇથી ભમરડો ફરે નહિ.
તે ખૂબ મથ્યા.
મેં તેમને ભમરડો ફેરવતાં શીખવ્યું.
અમે ભમરડા વડે ખૂબ રમ્યા.
હોળી સળગાવવાનો વખત્ થયો.
રામાભાઇ દીવાસળી લાવ્યા.
તેમણે થોડાં રાડાં પકડયાં.
રાતે ચાંદા મામા ઊગ્યા.
તેના અજવાળામાં અમે રમ્યા.
રમી રમીને થાકયા.
રામાભાઇએ રાડાં ચેતાવ્યાં.
પછી લાકડાં ચેત્યાં.
ગામમાં જ્યાં ત્યાં હોળી ચેતી.
કેટલાક લોકો હોળીભૂખ્યા રહે છે.

---

સૂચના—આ જોડાક્ષરોના પાઠો શરૂ કરતા પહેલાં શરૂઆતમાં આપેલી સૂચના શિક્ષકે વાંચી જવી, અને ય વાળા જોડાક્ષરો પાટિયા ઉપર લખી તેના ઉચ્ચાર કરાવવા.

તે સવારે ધાણીચણા ખાય છે.
અમને પણ ધાણીચણા મળ્યા હતા.
બાએ અમને ખાંડના હારડા આપ્યા હતા.
તે પણ અમે ખાધા.
અમે પછી ઘેર ગયા.
ત્યાં અમને સારું સારું ખાવાનું મળ્યું.
પછી અમે ઊંઘી ગયા.

---

### પાઠ ૨૬મો

### હિંદ માતાની સેવા

| | | | |
|---|---|---|---|
| સ્વ | સ્વપ્નું | ત્મા | આત્મા |
| પ્નું | સ્વપ્નાં | | પરમાત્મા |
| સ્તા | રસ્તા | શ્વ | ઈશ્વર |
| | હિંદુસ્તાન | | પરમેશ્વર |

હોળીચકલેથી અમે પાછા આવ્યા.
બાએ સારું ખાવાનું બનાવ્યું હતું.
તે અમે ખૂબ ખાધું.
પછીથી હું ઘર બહાર નીકળ્યો.
આંગણામાં બિલાડી ઊભી હતી.
તેની પાછળ કૂતરો પડયો.
તે કૂતરો ભૂખ્યો હતો.
તે બિલાડીને મારી નાખત.

મેં તેને અટકાવ્યો.
બિલાડી જીવી ગઇ.
ભૂખ્યા કૂતરાને રોટલો નાખ્યો.
તેનો આત્મા શાંત થયો.
ઘરમાં બધા સાથે ભજનો ગાયાં.
ત્યારબાદ હું ઊંઘી ગયો.
ઊંઘમાં મને સ્વપ્નું આવ્યું.
સ્વપ્નામાં મેં મહાપુરુષ જોયા.
તે મહાત્મા હતા.
તે મારા સામું જોઇ હસ્યા.
તે બોલ્યા, તું સારો છોકરો છે.
ઇશ્વર તારું સારું કરશે.
બધા જીવો પર દયા રાખજે.
માંદા માણસની દવા કરજે.
આ હિંદ દેશ તારો છે.
હિંદને હિંદુસ્તાન કહે છે.
તેમાં તારો જન્મ થયો છે.
હિંદમાં જન્મેલાં હિંદ માતાનાં છોકરાં કહેવાય.
તું એ હિંદ માતાની સેવા કરજે.
પરમાત્મા તારા પર મહેર કરશે.
જા, તું સુખી થઇશ.

## પાઠ ૨૭મો

## અટકચાળો છોકરો

| | | | |
|---|---|---|---|
| કર્યું | ક્રૂર | અટકચાળો | છેડવું |
| કર્યો | પ્રેમ | છીંકણી | હેરાન |
| માર્યો | છત્રી | ધર્યો | હંમેશ |
| ફર્યો | કરડકણો | ઈશ્વર | |

મંગુભાઈ નામે એક છોકરો હતો.
તે જનાવરોને હેરાન કરે.
ગાય જતી હોય તો તેને છેડે.
કૂતરાને પણ તે છેડે.
તે તેમને મારે પણ ખરો.
તેને જનાવરો તરફ પ્રેમ નહોતો.
તે ક્રૂર હતો.
તેને રસ્તે એક કૂતરો મળ્યો.
મંગુભાઈ અટકચાળો હતો.

---

સૂચના—ર ના જોડાક્ષરોમાં ર જુદી જુદી રીતે પાસેના અક્ષરો સાથે જોડાય છે. જે પ્રમાણે તેનું ઉચ્ચારમાં સ્થાન છે તે પ્રમાણે તેનું ચિહ્ન મુકાય છે. તેવા ચિહ્નવાળા જોડાક્ષરો અને તે જોડાક્ષરોવાળા શબ્દો લઈ તેમને બોલી બતાવવા અને વર્ગ પાસે બોલાવવા. દા. ત.

વર્ગ. વ રગ. ક્રૂર, કરૂ ર. કર્યો – ક ર્યો. વગેરે

પછી તની સાથે ર જોડાય ત્યારે ત્ર થાય છે તે લખી બોલાવવો. ટ, ડ, ઢ, ને ઠ સાથે ર જોડાય ત્યારે તેમની નીચે ^ મુકાય છે તેમ મૂકી તેવા શબ્દો બોલાવવા, અને આમ જુદી જુદી રીતે ર જોડાયો છે તે બતાવવું. આમાં લાંબી સમજુતી આપવાની જરૂર નથી.

કૂતરો રસ્તે ચાલ્યો જતો હતો.
તેણે કૂતરાને કાંકરો માર્યો.
તે કૂતરો કરડકણો હતો.
કાંકરો વાગ્યો એટલે તે પાછો ફર્યો.
તે મંગુભાઇ પર ધસ્યો.
મંગુભાઈ દોડયા તો ખરા.
કૂતરો પણ ઝડપથી દોડયો.
તે મંગુભાઈને પગે કરડયો.
મંગુભાઈએ છત્રી ઉગામી.
તેણે તેને છત્રી મારી પણ ખરી.
તે કૂતરો ત્યાંથી ખસી ગયો.
મંગુભાઈને પગેથી લોહી નીકળતું હતું.
તેને ખૂબ દર્દ થતું હતું.
તેણે રડવા માંડયું.
તે રડતો રડતો ઘેર ગયો.
તેની બાએ ઘામાં છીંકણી ભરી.
પછી ઘા ઉપર પાટો બાંધ્યો.
મંગુભાઈને પગે સોજો ચઢયો.
ઘામાં પરુ થયું.
મંગુભાઈ ખાટલે પડયા.
તે બહુ હેરાન થયા.
તે કૂતરો હડકાયો નહોતો.

હડકાયા કૂતરા કરડે તો ઝેર ચઢે.
તેના કરડવાથી માણસ મરી પણ જાય.
ગમે તેવી દવા કરવી તે ઠીક નથી.
આવે વખતે દવાખાને જવું.
સારા વૈદ કે દાક્તરને બતાવવું.
રસ્તે જનાવરને છેડવાં નહિ.
તેમનો ભરોસો નહિ.
મારકણાં ઢોર મારી બેસે.
કરડકણાં જનાવર કરડી બેસે.
મંગુભાઇને ઇશ્વરે સજા કરી.

---

પાઠ ૨૮મો–ભાગ ૧લો
ગામની વસ્તી

હ+મ – હમ – હ્મ.    ક્ષ

| | | | |
|---|---|---|---|
| અક્ષર | અ – ક્ષ – ર | બબ્બે | શાસ્ત્ર |
| રક્ષણ | ર – ક્ષ – ણ | ચચ્ચાર | |
| પરીક્ષક | પ – રી – ક્ષ–ક | હથિયાર | સ્ત્રી |
| પરીક્ષા | પ – રી – ક્ષા | અસલ | શાસ્ત્રી |
| ક્ષત્રી | ક્ષ – ત્રી | પતાસાં | સ્લેટ |
| બ્રાહ્મણ | ગુરુ | આંગણું | દ્રોણાચાર્ય |
| બ્રહ્મદેવ | ચોખ્ખું | ચોખ્ખાં | દર્શન |
| બ્રાહ્મણી | હાર | બ્રહ્મચારી | વસ્તી |
| પ્રજા | | | |

અમારા ગામમાં ઘણા લોકો રહે છે.
તેની વસ્તી સારી ગણાય છે.
તેમાં કેટલાક બ્રાહ્મણો છે.
તે બ્રાહ્મણો બ્રહ્મપુરીમાં રહે છે.
તે બ્રહ્મપુરીને કેટલાક બ્રાહ્મણવાડો કહે છે.
બ્રાહ્મણો સૌથી વહેલા ઊઠવાના.
તેમની સ્ત્રીઓ પણ વહેલી ઊઠવાની.
તે બધાં વહેલાં પરોઢમાં ઊઠેલાં હોય.
તેમની સ્ત્રીઓ બ્રાહ્મણીઓ કહેવાય.
બ્રાહ્મણીઓ પોતાનાં ઘર ચોખ્ખાં રાખે.
તે આંગણાં પણ ચોખ્ખાં રાખે.
તે નાહી ધોઈ દર્શન કરવા જાય.
બ્રાહ્મણો પણ દર્શન કરવા જાય.
આ બ્રાહ્મણોમાં કેટલાક શાસ્ત્રીઓ છે.
તેઓ શાસ્ત્ર ભણે છે.
બ્રહ્મપુરીની પાસે ક્ષત્રીઓનાં ઘર આવ્યાં.
ક્ષત્રીઓ પહેલાં હથિયાર વાપરતા.
તે લોકો બીજી વસ્તીનું રક્ષણ કરતા.
હાલ તો તેઓ હથિયાર વાપરતા નથી.

---

'સ્ત્ર' માં સ – ત – ર છે તે શીખવવા ખાતર પહેલાં ત ને ર નો જોડાક્ષર ત્ર થાય છે તે પર ધ્યાન દોરવું. પછી સ સાથે એ ત્ર જોડાય તો સ્ત્ર થાય તે બતાવવું અને તેનો ઉચ્ચાર બરાબર કરાવવો.

જૂના વખતમાં બ્રાહ્મણો પ્રજાને ભણાવતા.
તે પ્રજાના ગુરુ કહેવાતા.
તેમને બધા માન આપતા અને પૂજતા.
લોકો તેમને બ્રહ્મદેવ કહેતા.

---

## પાઠ ૨૯મો–ભાગ ૨જો

### ગામની શાળા

પાંડવ કૌરવો પણ બ્રાહ્મણ પાસે ભણેલા.
તેમના ગુરુનું નામ દ્રોણ હતું.
તેમને દ્રોણાચાર્ય કહેતા.
અસલ તો શિષ્યો ગુરુને ત્યાં રહેતા.
તે શિષ્યો ગુરુની સેવા કરતા.
તે બધા નાનપણથી ગુરુને ઘેર જતા.
તેમને બ્રહ્મચારી કહેતા.
હાલ બધું બદલાઇ ગયું.
બ્રાહ્મણોએ ભણાવવાનું છોડી દીધું.
ક્ષત્રીઓએ હથિયાર વાપરવાં છોડી દીધાં.
હવે તો કેટલેક ગામે નિશાળો થઈ છે.

---

સૂચના—ક્ષ નો ઉચ્ચાર બરાબર કરી દેખાડવો. તેમાં ક અને શ જોડાયા છે તે બન્ને બરાબર બોલાય. તે શેનો બનેલો છે તે વર્ગને કહેવાની જરૂર નથી. તેના આકાર પર ધ્યાન દોરવું. તે બરાબર લખવો અને વર્ગ પાસે લખાવવો.

ત્યાં છોકરાઓ ભણવા જાય છે.
અમારા ગામમાં એવી નિશાળ છે.
તેમાં છોકરા છોકરીઓ ભણે છે.
આ નિશાળની આજે પરીક્ષા છે.
પરીક્ષક સાહેબ સવારે આવ્યા.
બધાં છોકરાં સવારે વહેલા ઊઠયાં.
તે બધાં વહેલાં તૈયાર થયાં.
તેમણે સારાં કપડાં પહેર્યાં.
પરીક્ષક સાહેબે પાઠો તપાસ્યા.
સ્લેટો પર કંઈક લખાવ્યું.
બધાના અક્ષરો તપાસ્યા.
પછી તેમણે કસરતની પરીક્ષા કરી.
બધાં છોકરાંને હારબંધ ચલાવ્યાં.
પછી તેમણે બબ્બેની હારમાં ચલાવ્યાં.
પછી તેમણે ચચ્ચારની હાર કરી.
છેવટે બધાં છોકરાંને પતાસાં મળ્યાં.
સાંજે નિશાળ બંધ થઈ.
બીજે દહાડે પરીક્ષાની રજા પડી.

---

## પાઠ ૩૦મો—ભાગ ૧લો

## કોણ ડાહ્યું ?

હ + ય, હ્ય = હ્ય, હ્ય

| | |
|---|---|
| કહ્યા | પજવે |
| કહ્યું | પરવારજો |
| ડાહ્યો | સ્ટેશન |
| નાહ્યા | ગાર્ડ |
| રહ્યા | પરવાર્યાં |
| રહ્યો | પહોંચ્યાં |

મણી નામે છોકરી હતી.
તેને એક ભાઈ હતો.
તે ભાઈનું નામ ડાહ્યાભાઈ.
ઘરમાં બધા તેને ડાહ્યો કહેતા.
મણી સારી છોકરી હતી.
તે વહેલી ઊઠે.
તે તેની બાને મદદ કરે.
તેના બાપનું કહ્યું તે કરે.
તે ભણવા પણ જાય.
તે ચોખ્ખી રહે.
તે બધાંને બહુ વહાલી લાગે.
ડાહ્યો ઘરમાં તોફાન કરે.

તે વખતસર ઊઠે નહિ.
તે વખતસર નાહે નહિ.
તે નિશાળે મોડો જાય.
નિશાળમાં પણ તે તોફાન કરે.
કોઇ છોકરાને તે મારે.
નાનાં છોકરાંને તે પજવે.
બીજા છોકરા તેને પણ મારે.
એક દહાડો બહાર જવાનું હતું.
પાસેના ગામમાં મેળો હતો.
બાપાએ તેને વહેલો ઊઠવા કહ્યું.
તેણે કહ્યું, હું ઊઠીશ.
બધાં વહેલાં ઊઠયાં.
મણી ડાહ્યાભાઈને ઉઠાડવા ગઈ.
તેણે કહ્યું, ડાહ્યાભાઈ, ડાહ્યાભાઈ, ઊઠો.
પણ તે ઊઠયો નહિ.
તે પથારીમાં પડી રહ્યો.
બધાં પરવારી ગયાં.

---

## પાઠ ૩૧મો—ભાગ રજો

### કોણ ડાહ્યું ?

બધાં ઘરની બહાર નીકળ્યાં.
હજુ ડાહ્યો પથારીમાં હતો.
તે દોડતો દોડતો બહાર આવ્યો.
બાપાએ કહ્યું, ડાહ્યા, તું સ્ટેશને આવજે.
બધાં સ્ટેશને ગયાં.
તેમણે ટિકિટો લીધી.
ડાહ્યો ઉતાવળે નાહ્યો.
તેણે ઉતાવળે કપડાં પહેર્યાં.
તે સ્ટેશન તરફ દોડયો.
એટલામાં ગાડી આવી ગઈ.
તે ત્યાં મોડો પહોંચ્યો.
ગાર્ડે સિસોટી મારી.
તરત દરવાજા બંધ થયા.
ડાહ્યો અંદર જઈ શકયો નહિ.
ગાડી ઊપડી ગઈ.
તેણે બાપાને ગાડીમાં જોયા.
તેણે બાને ગાડીમાં જોઈ.
તેણે બેનને પણ જોઈ.
તેણે ઘણા મરદ અને બૈરાં જોયાં.

તે એકલો રહી ગયો.
તેની આંખમાં આંસુ આવ્યાં.
તે ઘેર ગયો.
ત્યાં જઈ તે ખૂબ રડયો.
તે એકલો ઘરમાં રહ્યો.
તે ખૂબ પસ્તાયો.
ડાહ્યાભાઈ પછી સુધરતા ગયા.
પછી તે ખરેખરો ડાહ્યો થયો.

---

## પાઠ ૩૨મો

### ભણુતર

ज्ञ

| | | |
|---|---|---|
| જ્ઞાન | નિશ્ચય | છાપાં |
| અજ્ઞાન | આશ્ચર્ય | હકીકત |
| અજ્ઞાની | શિક્ષક | નવાજૂની |
| આજ્ઞા | શાળા | પરદેશ |
| ઈશ્વર | ચર્ચા | પરગામ |

અમારી નિશાળની મેં વાત કરી.
તે નિશાળ ઘણી સારી છે.
અમારા ગામના શિક્ષકો ખંતીલા છે.

---

સૂચના—શની સાથે ચ, વ જોડાય ત્યારે શ્ચ, શ્વ એ પ્રમાણે લખાય છે. આ જોડાક્ષરો લખીને તે સમજાવવા અને ઉચ્ચાર કરાવવા.

ત્રણ શિક્ષકો તો ગામના છે.
બીજા એક બહારથી આવ્યા છે.
અમારે ત્યાં કન્યાશાળા નથી.
કન્યાશાળામાં સ્ત્રી–શિક્ષકો હોય છે.
તેમને શિક્ષિકાઓ કહે છે.
નિશાળના મોટા મહેતાજી બ્રાહ્મણ છે.
તે દિવસે નિશાળમાં જાય છે.
રાત્રે તે રાત્રિશાળા ચલાવે છે.
નિશાળને કેટલાક શાળા કહે છે.
મહેતાજી રોજ છાપાં વાંચે છે.
બીજા શિક્ષકો પણ છાપાં વાંચે છે.
તેમાં આવેલી હકીકત તેઓ લોકોને કહે છે.
ગામલોકો તેમને ઘેર રોજ જવાના.
ત્યાં છાપાંમાં આવેલી નવાજૂનીની વાતો થવાની.
ત્યાં પરગામની વાતો થાય.
ત્યાં પરદેશની વાતો થાય.
ત્યાં વેપારની વાતો થાય.
ત્યાં સુધારાની વાતો થાય.
ત્યાં ઘણી ચર્ચા પણ થાય.
આમ લોકોનું જ્ઞાન વધે છે.
નિશાળમાં છોકરા ભણે તો તેમનું જ્ઞાન વધે.
અજ્ઞાન ઘણું ખરાબ છે.

અજ્ઞાની માણસો છતી આંખે આંધળા છે.
જેમ લોકો ભણે તેમ જ્ઞાન વધે.
જેમ જ્ઞાન વધે તેમ અજ્ઞાન દૂર થાય.
ભણેલા માણસો ચોપડીઓ વાંચે.
તેઓ છાપાં પણ વાંચી શકે.
આમ તેઓને દેશપરદેશની ખબર પડે.
બધાંએ ભણવુંજ જોઇએ.
ભણેલાએ બીજાને ભણાવવા.
આપણાથી નાનાને ભણાવવા.
આપણાથી મોટાને પણ ભણાવવા.
ગરીબોને મફત ભણાવવું.
સ્ત્રીઓને પણ ખાસ ભણાવવું.
ગામમાં કોઈ અભણ ન હોય તો સારું.
બધાંએ અજ્ઞાન દૂર કરવા તૈયાર થવું.
અજ્ઞાન દૂર કરવાનો બધાએ નિશ્ચય કરવો.
એવો નિશ્ચય કરીને કામ શરૂ કરવું.
એવો નિશ્ચય કરનારને ઈશ્વર મદદ કરે છે.
આમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું નથી.
સારા કામમાં ઈશ્વર મદદ કરેજ છે.
અજ્ઞાન દૂર થાય તે ઘણું સારું કામ છે.
તેમાં જરૂર ઈશ્વર મદદ કરશેજ.

---

## પાઠ ૩૩મો-ભાગ ૧લો

## પાંડવ-કૌરવો

### કૃ, પૃ.

| | | | |
|---|---|---|---|
| કૃષ્ણ | હાર્યાં | દ્રૌપદી | બાણાવળી |
| પૃથ્વી | નોતર્યાં | પિત્રાઈ | હિમાલય |
| મૃત્યુ | અર્જુન | ભીષ્મ | હોશિયાર |
| વૃદ્ધો | નિર્લજ્જ | યુધિષ્ઠિર | |

પાંડવ કૌરવ પિત્રાઈ ભાઇઓ થાય.
પાંડવના પિતાનું નામ પાંડુ હતું.
તેમની માતાનું નામ કુંતા હતું.
પાંડવો પાંચ ભાઈઓ હતા.
કૌરવો સો ભાઇઓ હતા.
કૌરવો પાંડવો પર અદેખાઈ રાખતા.
તે બધા દ્રોણગુરુ પાસે ભણેલા.
પાંડવો ઘણા હોશિયાર થયા.
યુધિષ્ઠિર સૌથી મોટા હતા.
અર્જુન મોટો બાણાવળી હતો.

---

સૂચના—આ પાઠમાં કૃ, પૃ, વૃ, મૃ વગેરે લખી તેના ઉચ્ચાર કરી દેખાડવા ને કરાવવા. તે કયા કયા અક્ષરોના જોડાક્ષરો છે તે કહેવાની જરૂર નથી.

ભીમ ઘણો જબરો હતો.
કૌરવો પાંડવો જેટલા હોશિયાર નહોતા.
પાંચે પાંડવો એક સ્ત્રીને પરણ્યા હતા.
તે સ્ત્રીનું નામ દ્રૌપદી હતું.
કૌરવોએ એક દહાડો પાંડવોને ઘેર નોતર્યા.
પછી પાંડવ કૌરવો જુગાર રમ્યા.
તેમાંએ કૌરવોએ દગો કર્યો.
પાંડવો રાજપાટ હારી ગયા.
તેમણે પછી દ્રૌપદીની શરત કરી.
તે દ્રૌપદીને પણ હારી ગયા.
કૌરવો નિર્લજ્જ હતા.
તેમણે દ્રૌપદીને ભરસભામાં આણી.
બધા વૃદ્ધો વચ્ચે પડયા.
પાંડવ કૌરવના એક વડીલ ભીષ્મ હતા.
તેમને તેઓ ભીષ્મપિતા કહેતા.
તેમણે પણ કૌરવોને અડાવ્યા.
પછી દ્રૌપદીને છૂટી કરી.
યુધિષ્ઠિર છેલ્લો દાવ રમ્યા.
તેમાં પણ તે હાર્યા.

---

### પાઠ ૩૪મો—ભાગ ૨જો
### પાંડવ–કૌરવો

શૃંગાર  અપમાન  રાજપાટ

હવે પાંડવોને બાર વરસ વનમાં જવું પડયું.
દ્રૌપદી પણ સાથે ગયાં.
તેમણે બધા શૃંગાર ઉતારી નાખ્યા.
તે આવે વેશે પોતાના પતિ સાથે ગયાં.
પાંડવો તેરમે વરસે છૂપા રહ્યા.
પછી તેમણે કૃષ્ણને કૌરવો પાસે મોકલ્યા.
કૃષ્ણજી પાંડવ–કૌરવના સગા હતા.
કૃષ્ણજીને કૌરવોની રીતભાત પસંદ ન હતી.
તે પાંડવોને ચાહતા હતા.
કૃષ્ણજીએ કૌરવોને ઘણું સમજાવ્યું.
કૌરવોએ કંઈ માન્યું નહિ.
તેમણે કૃષ્ણનું અપમાન કર્યું.
કૃષ્ણે છેલ્લે પાંચજ ગામ માગ્યાં.
તેટલાં ગામ પાંડવોના નિર્વાહ માટે માગ્યાં.
કૌરવોએ તો પૃથ્વીનો ટુકડો પણ આપવા ના કહી.
બધા વૃદ્ધોએ કૌરવોને સમજાવ્યા.
ભીષ્મપિતાનું પણ તેમણે ન માન્યું.
પછી પાંડવ–કૌરવો વચ્ચે લડાઈ થઈ.
તે અઢાર દિવસ ચાલી.
કૌરવો બધા મરાયા.

પાંડવોને રાજ્ય મળ્યું.
પાંડવોના હૃદયમાં દયા હતી.
તેમના હૃદયમાં લોભ નહોતો.
તેમને રાજ્ય કરવામાં આનંદ નહોતો.
તેમણે રાજપાટ છોડી દીધું.
તેઓ હિમાલય પર ગયા.
પાંડવો રસ્તે એક પછી એક મૃત્યુ પામ્યા.
યુધિષ્ઠિર એકલા ઘણે ઊંચે ગયા.

---

## પાઠ ૩૫મો

### ચોખ્ખાઈ—ભાગ ૧લો

આપણને રોજ પરસેવો થાય.
તે પરસેવો આપણાં કપડાં ચૂસી લે.
તેમાંથી પાણી પાણી હવામાં ઊડી જાય.
તેમાંનો બધો કચરો કપડાંમાં રહે.
કેટલોક કચરો શરીર પર રહે.
એથી શરીર ગંધાય.
રોજ નાહવાથી એ કચરો દૂર થાય.
રોજ ન નાહીએ તો ઘણી ગંધ મારે.
આપણી પાસે કોઇ બેસે નહિ.
આપણને જોઈ બીજાને ત્રાસ થાય.
આપણા શરીર પર ફોલ્લા વગેરે થાય.
દરરોજ ચોળીને નાહવું જોઈએ.

જો પાસે નદી હોય તો ત્યાં જઈ નાહવું.
ત્યાં પાણી પુષ્કળ મળે.
તેથી શરીર ઘણું સાફ થાય.
પરસેવાના કચરાથી કપડાં ગંધાય.
મેલાં કપડાં આપણે ધોઈ નાખવાં.
બધા લોકો સ્વચ્છ કપડાં પહેરી શકે.
પૈસાદાર લોકો ધોબી પાસે કપડાં ધોવડાવે.
પણ આપણને ઈશ્વરે હાથ આપ્યા છે.
આપણને ઈશ્વરે અક્કલ આપી છે.
આપણને ઈશ્વરે જોર આપ્યું છે.
આપણે હાથે કપડાં સાફ કરી શકીએ.

---

## પાઠ ૩૬મો

## ચોખ્ખાઈ—ભાગ ૨જો

પહેલાં રંગીન અને સફેદ કપડાં જુદાં પાડવાં.
પછી તેમને જુદાં જુદાં ટાઢા પાણીમાં પલાળવાં.
થોડી વાર પાણીમાં પલળે તો મેલ ઢીલો થાય.
પછી સાબુનું પાણી કરવું.
તે પાણીમાં તે કપડાં બોળી રાખવાં.
રંગીન અને સફેદ કપડાં જુદાં બોળવાં.
કલાકેક આમ રાખવાથી મેલ છૂટો પડશે.
પછી તેને બહાર કહાડી છબછબાવવાં.
ત્યારબાદ તેને ચોખ્ખા પાણીમાં ધોવાં.
મેલું પાણી નાખી દઈ ચોખ્ખું પાણી લેતા જવું.
ધીમેધીમે બધો મેલ નીકળી જશે.

જો કોઈ જગાએ મેલ દેખાય તો ત્યાં સાબુ ઘસવો.
મોટા શહેરમાં પાણીના નળ હોય છે.
ત્યાં પુષ્કળ પાણી મળી શકે.
નાનાં શહેરોમાં કે ગામડાંમાં તેમ નથી હોતું.
ત્યાં જો કૂવા હોય તો ત્યાં જવાય.
જ્યાં કોસ ચાલતા હોય ત્યાં કપડાં ધોવાય.
કૂવાથી દૂર રહી કપડાં ધોવાં.
મેલા પાણીના છાંટા કૂવામાં ન પડવા જોઈએ.
એવી કાળજી ન રાખીએ તો પાણી બગડે.
પાસે નદી હોય તો ત્યાં પણ કપડાં ધોવાય.
વહેતા પાણીથી કપડાં સ્વચ્છ થાય.
તળાવમાં પણ કપડાં ધોવાય.
કપડાં ધોવાનું તળાવ જુદું જોઈએ.
પીવાના પાણીનું તળાવ જુદું જોઈએ.
પીવાના પાણીના તળાવમાં કપડાં ન ધોવાય.
એમ કરીએ તો પાણી બગડે.
બગડેલું પાણી પીવાથી શરીર બગડે.
ગામલોકો તેથી માંદા પડે.
સફેદ કપડાં તડકે સૂકવવાં.
તેમ કર્યાથી તે ઊજળાં થશે.
રંગીન કપડાં તડકે ન સૂકવાય.
તેથી તેનો રંગ ફટકી જાય છે.
પથારીની ચાદરો પણ તેમજ ધોવાય.
અક્કલવાળા માણસો આમ ચોખ્ખા રહી શકે.

---

## પાઠ ૩૭મો

## ગાય – ભાગ ૧લો

ઈશ્વરે માણસોને બનાવ્યા.
તેણે તેમના સુખને માટે ઘણું બનાવ્યું.
ફળ, ફૂલ, ઝાડ, શાકભાજી તેણે બનાવ્યાં.
જાતજાતનાં અનાજ માણસ માટે તેણે ઉગાડયાં.
ગાય, ઘોડા વગેરે ઉપયોગી જનાવરો પણ પેદા કર્યાં.
આ જનાવરોમાં સૌથી વધારે ઉપયોગી **ગાય** છે.
એ માણસ જાતને આશીર્વાદ રૂપ છે.
વિલાયતના લોકો પણ ગાયો પાળે છે.
તેમના દેશોમાં સારી ઊંચી જાતની ગાયો છે.
આપણે અહીં પણ પહેલાં બધા ગાયો પાળતા.
ઠેરઠેર ગૌશાળાઓ હતી.
ગાય આપણા ઉપર ઘણો ઉપકાર કરે છે.
આપણે ઘાસ અને રાડાં ન ખાઈ શકીએ.
આપણે ઘઉંનું ભૂસું ન ખાઈ શકીએ.
આપણે કઠોળનું ચૂનું ન ખાઈ શકીએ.
ગાય તે બધું ખાઈ જાય.
તલ અને કોપરાંનો ખોળ પણ ગાય ખાય.
એવી જે ચીજો આપણને નકામી છે તે ગાય ખાય.
તે ચીજો તેના પેટમાં પચે.
પછી તેમાંથી મીઠું દૂધ મળે.
આ દૂધથી એનાં વાછરડાં ઉછરે.
થોડુંક દૂધ ગાય રાખનાર ખાઈ શકે.

થોડુંક તેનાં છોકરાંને મળે.
નાનાં છોકરાંને ગાયનું દૂધ સારું પડે છે.
ગાયો રાખનારને આ બધો લાભ થાય.
વળી દૂધ વધે તો તે વેચી શકે.
આ વધારાના દૂધથી પ્રજા પોષાય.

---

## પાઠ ૩૮મો

## ગાય – ભાગ ૨જો

કેટલાક લોકો દૂધનું દહીં કરે છે.
પછી દહીંને વલોવીને તેની છાશ કરે છે.
એમાંથી માખણ કાઢી લઈ ઘી બનાવે છે.
ગાયનાં બચ્ચાં પણ કામ લાગે છે.
તેની વાછરડીઓ મોટી થાય ત્યારે દૂધ દે.
તેના વાછરડા મોટા થાય ત્યારે આખલા થાય.
એ આખલાના બળદો થાય.
આ બળદો ગાડે જોડાય.
એ બળદો ગાડીએ પણ જોડાય.
એ બળદો હળે જોડાય.
બળદ હોય તો ખેતી થાય.
બળદ વગર ખેડૂત અને લોકો ભૂખે મરે.
ગાય, બળદ, વાછરડાં બધાં છાણમૂતર કરે.
આ છાણમૂતરમાંથી ખાતર થાય.
એ ખાતર વગર જમીન બગડે.
ખાતર ન હોય તો પાક ઓછો ઊતરે.

ગાય ઘણું ઘણું નકામું.
તે દૂધ, દહીં, ઘી દે.
તે બળદ આપે.
તેના વડે ખાતર મળે.
તેના વાછરડા ખેતી કરે.
તેના વડે ખેડૂતો સુખી.
તેના વડે મોટા સુખી.
તેના વડે બાળકો સુખી.
ગાય વડે લોકો આબાદ.
તેથી ગાયને ઘણા ગૌમાતા કહે છે.

---

## પાઠ ૩૯મો

### રામચંદ્રજી – ભાગ ૧લો

આપણા દેશને હિંદુસ્તાન કહે છે.
તેમાં પહેલવહેલા હિંદુ ધર્મના લોકો રહેતા.
પછી બીજા લોકો અહીં આવ્યા.
તેઓ પણ આપણા દેશમાં રહ્યા.
તેમનાં છોકરાં પણ હિંદી કહેવાય.
જેઓ અહીં અવતર્યા તે બધા હિંદી છે.
હિંદુસ્તાનને ટૂંકાણમાં હિંદ કહેવાય.
અયોધ્યા હિંદ દેશનો એક ભાગ છે.
તેમાં અસલના વારામાં દશરથ રાજા થઈ ગયા.
તે રાજાને ત્રણ રાણીઓ હતી.
આ રાણીઓથી તેમને ચાર પુત્રો થયા.

કૌશલ્યા રાણીના પુત્રનું નામ રામચંદ્ર હતું.
સુમિત્રા રાણીને બે પુત્રો હતા.
એકનું નામ લક્ષ્મણ અને બીજાનું નામ શત્રુઘ્ન.
સૌથી નાની રાણીનું નામ કૈકેયી હતું.
તેના પુત્રનું નામ ભરત હતું.
ચારે ભાઈઓ એકબીજાને ચાહે.
તેમની વચ્ચે ઘણો પ્રેમ હતો.
રામચંદ્રજી સૌથી મોટા હતા.
તેમનું લગ્ન સીતાજી સાથે થયું.
રામચંદ્રજી અને સીતાજી બહુ સારાં હતાં.
તેમને મહેલમાં બધાં ચાહે.

---

## પાઠ ૪૦મો

### રામચંદ્રજી – ભાગ ૨જો

દશરથ રાજા ઘરડા થયા હતા.
એથી તેમણે ગાદી છોડી દેવાનો વિચાર કર્યો.
તેમણે ડાહ્યા પુરુષોની સલાહ લીધી.
રામચંદ્રજીને ગાદીએ બેસાડવા તેમણે કહ્યું.
આ સારુ તૈયારીઓ કરવા માંડી.
ત્રણે રાણીઓ ખુશ થઈ.
કૌશલ્યા માને રામચંદ્રજી વહાલા હોયજ.
તે તો તેમને જન્મ આપનાર માતા હતાં.
સુમિત્રા અને કૈકેયી પણ રામને ચાહે.
તે બેઉનો પ્રેમ પણ ખરી મા જેવો હતો.

તે એક રામચંદ્રજીને પોતાનો પુત્ર ગણે.
એકજ જણને આ વાત પસંદ નહોતી.
તે કૈકેયીની દાસી મંથરા હતી.
મંથરા ઘણી અદેખી હતી.
તેને રામચંદ્રજી વહાલા નહોતા.
તેણે કૈકેયીને ખૂબ ભંભેરી.
કૈકેયી પર દશરથ રાજા ખુશ હતા.
તેમણે તેને બે વરદાન માગવા કહ્યું હતું.
મંથરાએ એ વરદાન માગવા કૈકેયીને કહ્યું.
મંથરાની દુષ્ટ સલાહ કૈકેયીએ માની.
દશરથ રાજા કૈકેયીને મહેલ આવ્યા હતા.
કૈકેયીએ બે વરદાન માગ્યાં.
તેણે રામચંદ્રજીને વનવાસ મોકલવા કહ્યું.
વળી કૈકેયીએ કહ્યું કે ગાદી ભરતને આપો.
એ સાંભળી દશરથે કૈકેયીને ઘણી સમજાવી.
પણ કૈકેયી તો માનેજ નહિ.

---

## પાઠ ૪૧મો

## રામચંદ્રજી – ભાગ ૩જો

દશરથ રાજા ઘણાજ દિલગીર થયા.
પણ તે શું કરે?
રામચંદ્રજીને વનવાસ જવાનું થયું.
પિતાજીનું વચન પાળવા રામ તૈયાર થયા.
લક્ષ્મણ અને સીતાજી જોડે ગયાં.
સીતાજીએ ઘણા શણગાર ઉતારી નાખ્યા.

ભરત તે વખતે મોસાળ ગયા હતા.
દશરથ રાજાથી પુત્રવિયોગ ન સહેવાયો.
તે મરી ગયા.
ભરત મોસાળથી આવ્યા.
તે ત્રણે માતાઓને મળ્યા.
કૈકેયીને ભરતે ઘણો ઠપકો દીધો.
હવે કૈકેયીની આંખ પણ ઊઘડી હતી.
દશરથ રાજાના મરણથી બધાં દિલગીર હતાં.
ભરત રામચંદ્રજીને મળવા ગયા.
બે ભાઈઓ ખૂબ ભેટયા.
લક્ષ્મણ અને ભરત પણ ભેટયા.
સીતાજીને ભરત પગે પડયા.
ભરતે રામચંદ્રજીને પાછા આવવા આગ્રહ કર્યો.
રામચંદ્રજીએ પાછા ફરવા ના પાડી.
પિતાજીનું વચન પાળવાનો તેમનો ઠરાવ હતો.
રામને બાર વરસ વનમાં રહેવાનું હતું.
ભરતે રામચંદ્રજીની પાવડીઓ માગી લીધી.
તે પાવડીઓને પાદુકા કહેતા.
આ પાદુકા લઈ તે અયોધ્યા ગયા.
ભરતને રાજ્ય નહોતું જોઈતું.
તે પોતે લોભી ન હતા.
તેમણે પાદુકાઓ ગાદી પર મૂકી.
પછી રાજા રામચંદ્રનું રાજ્ય જાહેર કર્યું.
પોતે ફક્ત તેમના તરફથી રાજ્ય ચલાવતા.

## પાઠ ૪૨મો

## રામચંદ્રજી – ભાગ ૪થો

રામચંદ્ર અને સીતા જંગલમાં ઝૂંપડીમાં રહેતાં.
લક્ષ્મણજી પણ જોડે હતા.
ત્રણે જણાં આનંદમાં વખત પસાર કરતાં.
એક વખતે ત્યાં સુંદર હરણ દેખાયું.
તેની ચામડી સોનેરી હતી.
સીતાજીએ તેનું ચામડું લાવવા કહ્યું.
સીતાને તેની કાંચળી બનાવવી હતી.
રામચંદ્રજી તીર લઈ હરણને મારવા ગયા.
ઘણે દૂર સુધી રામને જવું પડ્યું.
હરણને તેમણે માર્યું.
આ હરણ કંઈ હરણ નહોતું.
તે તો રાક્ષસ હતો.
આ રાક્ષસે પોતાનું રૂપ બદલેલું.
મરતાં મરતાં તેણે લક્ષ્મણને બૂમ મારી.
લક્ષ્મણે તે બૂમ સાંભળી.
સીતાજીએ પણ આ બૂમ સાંભળી.
સીતાજી સમજ્યાં કે એ રામચંદ્રની બૂમ છે.
તેમણે લક્ષ્મણને મદદ માટે મોકલ્યા.
લક્ષ્મણની જવાની મરજી નહોતી.
પણ સીતાજીના આગ્રહથી તે ગયા.
રામચંદ્રજી તેમને રસ્તે મળ્યા.
તેમના ગયા પછી ઝૂંપડી પર રાવણ આવ્યો.

તેણે બાવાનું રૂપ લીધું હતું.
આ રાવણ લંકાનો રાજા હતો.
તે પણ રાક્ષસ હતો.
તે ઘણો ખરાબ હતો.
સીતાજી તેને લોટ આપવા બહાર આવ્યાં.
રાવણે તેમને ઊંચકીને પોતાના રથમાં બેસાડયાં.
તે રથ હંકારીને લંકા જતો રહ્યો.
લંકા હિંદુસ્તાનની દક્ષિણે છે.

---

## પાઠ ૪૩મો

## રામચંદ્રજી – ભાગ ૫મો

રામ, લક્ષ્મણ ઝૂંપડી પર પહોંચ્યા.
ત્યાં જુએ તો સીતાજી નહોતાં.
તેમણે તેમની તપાસ કરી.
તેમને ખબર પડી કે રાવણ સીતાને લઈ ગયો છે.
બેઉ ભાઈઓ લંકા તરફ જવા નીકળ્યા.
રસ્તે તેમને હનુમાનજી મળ્યા.
હનુમાનજી વાનર હતા.
તે તેમને સુગ્રીવ પાસે લઈ ગયા.
સુગ્રીવ વાનરોનો રાજા હતો.
તેને અને તેના ભાઈ વાલીને તકરાર હતી.
રામચંદ્રજીએ વાલીને માર્યો.
પછી તેમણે સુગ્રીવને ગાદીએ બેસાડયો.
હવે આખી વાનરસેના રામચંદ્રજીને મળી.
તે હિંદુસ્તાનની દક્ષિણે ગયા.

ત્યાં રામેશ્વર આવ્યું.
રામેશ્વર પાસે દરિયો છે.
તે દરિયા ઉપર વાનરોએ પુલ બાંધ્યો.
તે પુલ ઉપર થઈ બધા લંકા ગયા.
ત્યાં મોટી લડાઈ થઈ.
રાવણનો ભાઈ કુંભકરણ મરાયો.
તેનો દીકરો ઇંદ્રજિત પણ મરાયો.
છેવટે રાવણનું પણ મોત થયું.
સીતાજીને હવે રામલક્ષ્મણ મળ્યા.
સીતાજી ખુશ થઈ ગયાં.
વિભીષણને રામે લંકાનું રાજ્ય આપ્યું.
વિભીષણ રાવણનો ભાઈ હતો.
વિભીષણ રામને ચાહનારો હતો.
પછી રામચંદ્ર અયોધ્યા આવવા નીકળ્યા.
સાથે લક્ષ્મણ, સીતાજી, અને હનુમાનજી હતા.
અયોધ્યામાં આનંદ આનંદ થઈ રહ્યો.
ભરતભાઈ તેમને તેડવા આવ્યા.
બધા ભાઈઓ હેતથી ભેટયા.
રામચંદ્રજી પોતાની માતાઓને પગે પડયા.
પછી રામચંદ્રજી ગાદીએ બેઠા.
રામચંદ્રજી ખરા કે પિતાનું વચન પાળ્યું.
સીતાજી ખરાં કે પતિ પાછળ જંગલમાં ગયાં.
ભરતજી ખરા કે ભાઈનું રાજ્ય પડાવી ન લીધું.
લક્ષ્મણજી ખરા કે મોટા ભાઈની સેવા કરી.

———

# ગીતો

## ૧. પરમેશ્વર કેવા હશે?

મને કહોને પરમેશ્વર કેવા હશે?
કયાં રહેતા હશે શું કરતા હશે? મને૦

ગગનની ઓઢણીમાં ચાંદા સૂરજ ને
તારાને ગૂંથનાર કેવા હશે? મને૦

આંબાની ઊંચી ડાળે ચડીને
મોરોના મૂકનાર કેવા હશે? મને૦

મીઠા એ મોરોનો સ્વાદ ચખાડી
કોયલ બોલાવનાર કેવા હશે? મને૦

ઊંડા એ સાગરનાં મોજા ઉછાળી
ઘૂ ઘૂ ગજાવનાર કેવા હશે? મને૦

મનેય મારી માડીને ખોળે
હેતે હુલાવનાર કેવા હશે? મને૦

---

## ૨. અમારો દેશ

જગતના સર્વ દેશોમાં, અમારો દેશ સારો છે;
ભલે ભૂલો કરે તોયે, અમારો દેશ સારો છે.
સરસ પહાડો અમારે ત્યાં, સરસ નદીઓ અમારી છે;
સરસ ફૂલો સદા ઊગે, અમારો દેશ સારો છે.

પશુ પંખી જુદાં જુદાં, અમારા દેશમાં બહુએ;
બધી ચીજો અહીં પાકે, અમારો દેશ સારો છે.
અમારા દેશમાં સતીઓ, અમારા દેશમાં સાધુ;
અમારા દેશમાં સૌ છે, અમારો દેશ સારો છે.
પ્રભુનો પાડ માનીશું–અમોને જન્મ અહીં દીધો;
સદા ગર્વે અમે કહીશું–અમારો દેશ સારો છે.

---

## ૩. મારે ઘેર આવજો માવા

મારે ઘેર આવજો માવા, ભાવે તો ઢેબરું ખાવા.
બાજરીનાં બે ઢેબરાં કીધાં, તળિયાં તાતે તેલ;
તલ, પાપડ ને કોચલી માંહી દહીંનું દડબું મેલ. મારે૦
મારા ખેતરમાં લાંબડી પાકી, આવી ફૂમતડેલ;
કારીંગડીનું શાક ખાઓ તો એ દીસે છે વેલ. મારે૦
બાજરીનાં બે ઢેબરાં કીધાં, ઘીએ મેલ્યાં વાઈ;
કર જોડીને કહે કુબેરો, ભગવાનદાસનો ભાઈ. મારે૦

---

## ૪. વહાલું વતન

મારું વતન આ મારું વતન હાં,
    વહાલું વહાલું મને મારું વતન હાં.
જેની માટીની મારી કાયા ઘડેલી,
    તેને કરું હું કોટિ કોટિ નમન હાં. વહાલું૦

રાણા પ્રતાપ ને શિવાજી શૂરવીર,
મારા વતનનાં એ મોંઘાં રતન હો. વહાલું૦
લાલ અને બાલ વળી દાદા ને દાસજીએ
જેને સમર્પ્યું છે સારું જીવન હો. વહાલું૦
ગાંધી બાપુને હૈયે વસ્યું જે,
સંસારસાર ને જીવનધન હો. વહાલું૦
વહાલા વતનની બેડીને તોડવા
હોંશે ઓવારું તન મન ધન હો. વહાલું૦

---

## ૫. રેંટિયે લેજો હરિનું નામ

રેંટિયો દીનતણો દાતાર, રેંટિયે લેજો હરિનું નામ.
રેંટિયો ભૂખ્યાંનો ભંડાર, રેંટિયે લેજો હરિનું નામ.
રેંટિયો અન્નજળનો દેનાર, રેંટિયે લેજો હરિનું નામ.
રેંટિયો વસ્તરનો પૂરનાર, રેંટિયે લેજો હરિનું નામ.
રેંટિયો દળદરનો હરનાર, રેંટિયે લેજો હરિનું નામ.
રેંટિયો આંગણનો શણગાર, રેંટિયે લેજો હરિનું નામ.
રેંટિયો ગરીબડાંની ગાય, રેંટિયે લેજો હરિનું નામ.
રેંટિયે ગરવાં ગુણિયલ થાય, રેંટિયે લેજો હરિનું નામ.

---

## ૬. વૈષ્ણુવનાં લક્ષણો

વૈષ્ણુવ જન તો તેને કહીએ,
જે પીડ પરાયી જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તોયે,
મન અભિમાન ન આણે રે. વૈષ્ણુવ૦

સકળ લોકમાં સહુને વંદે,
નિંદા ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચલ રાખે,
ધન ધન જનની તેની રે. વૈષ્ણુવ૦

સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી,
પરસ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય ન બોલે,
પરધન નવ ઝાલે હાથ રે. વૈષ્ણુવ૦

મોહ માયા વ્યાપે નહિ જેને,
દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામશું તાળી લાગી,
સકળ તીરથ તેના તનમાં રે. વૈષ્ણુવ૦

વણુલોભી ને કપટરહિત છે,
કામક્રોધ નિવાર્યા રે;
ભણે નરસૈયો તેનું દર્શન કરતાં,
કુળ ઈકોતેર તાર્યાં રે. વૈષ્ણુવ૦

## ૭. દારવો પીશો મા

તમે પીશો મા, પીશો મા, પીશો મા,
દારવો પીશો મા;
તમે ભડ ભડ ભડ બાળનારો કે
દારવો પીશો મા.
તમે પીઓ તો ગોરસ પીજો કે
દારવો પીશો મા;
તમે ભડ ભડ ડિલ બાળનારો કે
દારવો પીશો મા.
તમે પીઓ તો પ્રેમરસ પીજો કે
દારવો પીશો મા;
તમે ભડ ભડ દિલ બાળનારો કે
દારવો પીશો મા.
તમે પીઓ તો આમરસ પીજો કે
દારવો પીશો મા;
તમે ભડ ભડ ધન બાળનારો કે
દારવો પીશો મા.
તમે પીઓ તો રામરસ પીજો કે
દારવો પીશો મા;
તમે ભડ ભડ પુણ્ય બાળનારો કે
દારવો પીશો મા.

